# ઉપોદ્‌ઘાત

પાટણનિવાસી ભાલણ ત્રવાડી વાત્સલ્યરસના અજોડ કવિ ગણાય છે. એ રસની બાબતમાં એમના પેંગડામાં પગ ઘાલે તેવો બીજો કોઈ ગુજરાતી કવિ હજી સુધી પાક્યો નથી. રામ તથા કૃષ્ણની બાળલીલાને લગતાં વાત્સલ્યથી છલકાતાં તેમનાં પદ હરકોઈ કવિતારસિકે અવલોકવા જેવાં છે. આથી એ પદોને શક્ય તેટલે શુદ્ધ સ્વરૂપે જરૂરી ટીકા સાથે આ પુસ્તકમાં સંગ્રહવામાં આવ્યાં છે. સાથેસાથે ભાલણના જીવન અને કવન વિષે ઉપયોગી નોંધ પણ જોડવામાં આવી છે જે ઉપરથી સ્પષ્ટ રીતે જણાઈ આવશે કે ભાલણની જુદીજુદી કૃતિઓનો અનેક દૃષ્ટિએ અભ્યાસ અને સંગ્રહ થવો જરૂરી છે.

ભાલણ ત્રવાડી વાત્સલ્યરસના અજોડ કવિ હતા, કાદંબરી જેવા સુંદર ભાષાબંધના નિર્માતા હતા અને આખ્યાન શૈલીના પિતા હતા એટલામાંજ તેમની વાત પૂરી થઈ જતી નથી. એથી આગળ વધીને મારે મન તે ગુજરાતી સાહિત્યના ભિષ્મપિતામહ, ગુર્જર ભાષાના આદિ કવિ અને આખા ગુર્જર કવિકુળના આદ્યદ્રષ્ટા સમાન હતા. ગુર્જર સાહિત્ય જાણે તેમની છાયામાં ફાલ્યું ફૂલ્યું છે, અનેક કવિઓને જાણે એ માર્ગદર્શક બન્યા છે અને એમની પ્રેરણા પ્રેમાનંદ,

નથી લાગતું ચમત્કારોના વર્ણનવાળાં પદોની અનેક વાચનાઓ થઈ હોય તો તે તેના નરસિંહકર્તૃત્વને કારણે નહિ પણ, તેમાં આવતા અદ્ભુત રસને કારણે જ થઈ એમ માનવું જોઈએ. મતલબ કે નરસિંહના નામવાળું ઘણુંઘણું સાહિત્ય તેના નામે બીજાઓએ રચી નાખેલું છે. આજે તેનું પોતાનું રચેલું અને બનાવટી સાહિત્ય સ્પષ્ટ રીતે જુદું પાડવું મુશ્કેલ બની ગયું છે. તેથી તેની કહેવાતી કોઈ પણ કૃતિમાંથી નરસિંહની પોતાની સાક્ષી ઘડી કાઢવી નિરર્થક ગણાય એટલે હારમાળા બીજાઓએ રચી હોય એમ માનવામાં નરસિંહને અન્યાય નહિ પણ ન્યાય જ મળે તેમ છે. આથી " હારમાળા " ના પ્રસંગોની ગોઠવણી કે કાલક્રમની વાંઝણી માથાકૂટ કરવાનો કાંઈ અર્થ નથી.

૨. ભાલણની હસ્તીનો પુરાવો સં. ૧૫૪૧ અને ૧૫૪૬માં કાવ્યરચના કરનાર ભીમ પોતાના કાવ્યમાં આપે છે. ૩ તેના પુત્રોની કૃતિઓ પણ મળે છે. આવા ઉલ્લેખો નરસિંહના ઉક્ત સં. ૧૬૨૧ પહેલાં ક્યાંય મળતા નથી. એટલે સં.૧૬૨૧ પહેલાં નરસિંહ મહેતા ગુર્જર કવિગણમાં જાણીતા ન હતા એમ માનવું પડે છે.

૩. લઘુવયસ્ક સમકાલીન ગણાતો ભાલણ કે ભીમ નરસિંહનો આડકતરો નામોલ્લેખ સરખો પણ નથી કરતો. મહેતાના પોતાના ગામનો જ સં. ૧૫૬૫માં જુનાગઢમાં હયાત હોનાર શ્રીધર કવિ પણ મહેતાનો કશોજ ઉલ્લેખ નથી કરતો જો નરસિંહ મહેતા સં ૧૪૭૦-૧૫૩૬ માં થઈ ગયા હોત તો તેમના જેવા મહાન ભક્ત અને કવિ વિષે આ કુશળ કવિઓમાંથી કોઈને કોઈ કંઈક ઉલ્લેખ કે સૂચન જરૂર કરી ગયો હોત. આથી એમ જણાય છે કે શ્રીધરના કવનકાલ ( સં ૧૫૬૫) પર્યંત મહેતાજીએ ભક્ત કવિ તરીકે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત નહિ જ કર્યું હોય.

૪. ભાલણ આખ્યાનશૈલીનો પુરસ્કર્તા છે ત્યારે નરસિંહ પદ-પદ્ધતિનો સમર્થ કવિ છે. ભાલણને આખ્યાનશૈલી નરસિંહની

---

૩ જુઓ: ભાલણ ઉદ્ધવ અને ભીમ પૃ ૨-૭.

અસરથી પ્રાપ્ત થઇ એમ કહેવું એતો હાસ્યાસ્પદ જ લેખાય. ખરી રીતે તો ભાલણમાં પદપદ્ધતિના અંકુર હતા તે નરસિંહમાં પાછળથી ખીલી ઉઠ્યા છે. ભાલણે નરસિંહના પદોનું અનુકરણ કર્યું હોત, તો-અગર તેનાં પદો ઉપર નરસિંહની અસર હોત તો તેમાં નરસિંહનો "તન્મય ગોપીભાવ" અગટી-રહ્યો હોત. પણ તેવી અસર ન હોવાથી ભાલણ નરસિંહનો અનુગામી નથી એમ ઠરે છે.

૫. આ પુસ્તકમાં જ્યાં ભાલણ તથા નરસિંહનું સામ્ય બતાવ્યું છે ત્યાં તે સામ્ય નરસિંહની ભાલણ ઉપરની અસર તરીકે ગણાવ્યું છે. પણ વૃદ્ધમાન્ય સમય અનુસાર થયેલું આ અનુમાન હવે વાસ્તવિક નથી લાગતું. બીજને અસર (ફલ) અને અસરને બીજ માનવા જેવી આ ભૂલ ગણાય.

૬. વિષ્ણુદાસે સં ૧૬૨૪માં કાવ્યલેખન શરૂ કર્યા[1] પછી થોડા સમય બાદ એટલે સ. ૧૬૩૦ આસપાસ મોસાળું અને હુંડીના પ્રસંગો ગાયા હોય એ શક્ય છે. એથી નરસિંહનો વૃદ્ધમાન્ય સમય ન ઉતરાવવા કાંઇ સબળ કારણ મળતું નથી. એનું તાત્પર્ય તો એટલું જ કે સંવત ૧૬૩૦માં કવિતાનો વિષય બનનાર ભક્ત નરસિંહ તે પહેલાં ભક્ત તરીકે પંકાઇ ગયો હશે. એટલે નરસિંહનો દેહવિલય સંવત ૧૫૯૫ થી ૧૬૦૦ સુધીમાં થયાનું અનુમાન કરીએ તો તે પછીનાં ૩૦ વર્ષમાં તેના ચમત્કારોની દંતકથાઓ ગુજરાતમાં ફેલાઈ અને તેનું કાવ્યચિત્ર દોરવા એક નાગરકવિ પ્રવૃત્ત થયો એમ કહી શકાય.

૭) નરસિંહની કાવ્યપદ્ધતિનું ભાલણે અનુકરણ કર્યું નથી એ વાત ઉપર બતાવી છે. શ્રીધરે પણ નરસિંહનું નહિ પણ ભાલણ અને બીમનું અનુકરણ કંઇક અંશે કર્યું છે, એમ કવિચરિતમાં જ ઉલ્લેખ

---

૧. કવિચરિત ભા. ૨.

છે. ૨ એટલે નરસિંહની અસર જ્યાં ત્યાં શોધી બનાવવાની જૂની રીત છોડી દેવી જોઇએ.

૮. નરસિંહમાં ગોપીભાવનાં અને પ્રેમલક્ષણા ભક્તિનાં જે બીજ છે તે તેને ક્યાંથી મળ્યાં ? નરસિંહ પૂર્વેના ગુજરાતમાં તેની એવી વ્યાપકતા બીજે ક્યાંય હતી ? આનો સમર્પક ખુલાસો થઇ શકે તેમ નથી. ભાલણ કે ભીમના ભક્તિભાવથી જુદાજ પ્રકારનો 'સખીભાવ' પ્રગટ કરતી ભક્તિ નરસિંહની છે તેને ખરેખર નવીન અસર જ માનવી જોઈએ. તે અસર નવીન જ હોય તો ચૈતન્ય અને વલ્લભના અનુયાયીઓના સીધા કે આડકતરા સંપર્કનું જ પરિણામ હોઈ શકે. એટલે વૃંદાવનીય ભક્તિની અસર નરસિંહ ઉપર હોવાનું માનવું એજ ઉચિત છે. ૩

૯. નરસિંહનો સમય ઉતરાવવાનો એક નવો સબળ પુરાવો મળી આવ્યો છે એ પુરાવા ઉપરથી શ્રી. રામલાલ ચુનીલાલ મોદી જેવા ભાલણયુગના પીઢ સંશોધક પણ હવે ભાલણને નરસિંહનો પુરોગામી માને છે. ૪ એ નવો પુરાવો જણાવે છે કે, નરસિંહ ઉપર સુરદાસની અસર સારા પ્રમાણમાં હતી. ૫ આથી નરસિંહ સુરદાસનો અનુગામી અને બહુબહુ તો તેનો સમકાલીન ઠરી શકે, પુરોગામી તો નહિ જ. સુરદાસનો જન્મસમય સં ૧૫૪૦ની આસપાસ નક્કી થાય છે ૬ એટલે નરસિંહનો જન્મસમય તેથી બહુ વહેલો બતાવવો એ અસંભવત છે.

---

૨. કવિચરિત ભાગ ૧ પૃ. ૧૨૬. ૩. જુઓ: નરસૈંયો ભક્ત હરિનો ઉપોદ્‌ઘાત પૃ ૮૨. ૪. આ બાબતમાં મત પૂછતાં શ્રી. મોદી આ પ્રમાણે લખે છે: "આપ લખો છો તે પ્રમાણે ભાલણને હું નરસિંહનો પુરોગામી હવે માનું છું × × નરસિંહ મહેતો સુરદાસનો સમકાલીન હતો એમ સિદ્ધ થાય છે તે જોતાં તે ભાલણનો અનુયાયી સ્પષ્ટ રીતે ઠરે છે." ૫. જુઓ "ગુજરાતી" દીવાળી અંક, સને ૧૯૩૭ પૃ. ૧૦, ૧૧.

ઉપરના હાગણોસર નરસિંહનો વૃદ્ધમાન્ય સમય હવે અસ્વીકૃત કરે છે અને તેથી તેનો સમય થોડો પાછો ખેંચી લાવવો આવશ્યક છે પણ તે કેટલો પાછો ખેંચી લાવવો તે પ્રશ્ન પણ વિચારણીય છે શ્રી મુનશીએ નરસિંહનો જન્મ મોડામાં મોડો સં ૧૫૮૦ સુધી ખેંચી શકાય અને વહેલામાં વહેલો ૧૫૩૦થી આગળ ન લઈ જઈ શકાય એમ જણાવેલું છે શ્રી મુનશીએ આપેલા પચાસ વર્ષના ગાળામાથી આપણે હાલ ઉપલબ્ધ થતી હકીકતોની સાથે બધ બેસે તેવો અદાજી સમય નરસિંહના જન્મ અને કવન માટે નક્કી કરવો જોઈએ

મીરાંબાઈએ "નરસિંહજીકા માયરા" નામે કૃતિ રચેલી અને તે જોધપુરના સ્વ મુનશી દેવીપ્રસાદે જોઈ હતી, એમ શ્રી પરશુરામ ચાતુર્વેદી જણાવે છે [1] સ્વ. મુનશીજી મીરાંના જીવન અને કવનના વિષયમા રસપૂર્વક સશોધન કરનાર ગણનાપાત્ર વ્યક્તિ હતા એટલે આ વાત સાચી જણાય છે "નરસિંહ કી માહરા" છપાયેલું અને તેનું એક પાનું જોવામાં આવ્યાનું શ્રી કેશવરામ શાસ્ત્રી પણ જણાવે છે [2] આથી મીરાં નરસિંહની પુરોગામી ઠરે તેવી રીતે નરસિંહનો જન્મસમય નક્કી કરી શકાય નહિ. મીરાંનો સર્વમાન્ય સમય હવે સં ૧૫૬૦થી ૧૬૦૬ નક્કી થયેલો છે એટલે નરસિંહનો સમય તેથી કંઈક વહેલો મૂકવો જોઈએ વળી સુરદાસ અને નરસિંહ સમકાલીન હોવાનું સિદ્ધ થયું છે તે જોતા પણ નરસિંહનો જન્મસમય સં ૧૫૪૦ આસપાસ મૂકવો જરૂરી છે

બીજી બાજુએ જોતા સં ૧૬૨૪ના અરસામાં લખનારા વિષ્ણુદાસ અને બીજાઓએ નરસિંહના જીવન પ્રસંગો આલેખ્યા છે

---

१ હિન્દી સાહિત્યનો ઇતિહાસ પૃ ૧૦૯ ૧ મીરાંકી પદાવલી ની ભૂમિકા ૨ કવિચરિત પૃ ૧૮૭

એટલે તે આલેખનના સમયે તે ગુજરાતમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યા હશે એમ માની શકાય. તેવી પ્રસિદ્ધિ અને મહત્ત્વ મળવાના સમય અને તેના દેહવિલય વચ્ચે સહજે ૨૫ થી ૩૦ વર્ષનો ગાળો હોવાનું માનવું પડે. "પુષ્ટિપ્રવાહમર્યાદા" ના ટીકાકાર શ્રી. કલ્યાણરાયજી સં. ૧૬૫૦ના અરસામાં લૌકિકેષુ इदानीं प्रसिद्धेषु नरसिंहदास्यादिषु... એવો ઉલ્લેખ કરે છે. ³ તે જોતાં વૈષ્ણવાચાર્યના મુખે આટલી ખ્યાતિ મેળવનાર નરસિંહના સમયને તે વખતે ઓછામાં ઓછાં ૫૦ વર્ષ વિતી ગયાં હશે એમ માનવું આવશ્યક છે. એટલે આ હકીકતો લક્ષમાં લેતાં આપણે નરસિંહનો દેહવિલય સં. ૧૫૯૫ની આસપાસ મૂકી શકીએ. હવે તેનું આયુષ્ય લગભગ સાઠ વર્ષનું માનીએ તો તેનો જન્મ સં. ૧૫૩૫ની આસપાસ નક્કી થાય છે. તે સમય સુરદાસ સાથેના સમકાલીનપણાને અને મીરાં સાથેના પુરોગામીત્વને બંધબેસતો થઈ રહે છે.

નરસિંહની કવિ તથા ભક્ત તરીકેની ખ્યાતિ તેનું અસ્થિર અને રખડુ જીવન જોતાં પ્રમાણમાં બહુ મોડી એટલે ત્રીસેક વર્ષની વય પછી થઇ હોય એમ માનવા કારણ મળે છે. જ્યારે વલ્લભાચાર્ય જેવા સમર્થ પુરુષને હાથે દીક્ષા પામનાર⁴ સુરદાસની કાવ્યપ્રતિભા તેમની પ્રેરણાથી પહેલી પચીસીમાંજ ઝળકી ઉઠે અને ટૂંક સમયમાંજ વૈષ્ણવ ભક્તિની સાથેસાથ તે બન્ને ફેલાવા માંડે એ સંભવિત હતું. આથી નરસિંહનો લગભગ સમવયસ્ક હોવા છતાં સુરદાસ કવિ તથા ભક્ત તરીકે વહેલો પંકાતો થાય છે અને પુષ્ટિ માર્ગની છત્રછાયામાં રહેવાથી પ્રતિપ્રાંતના

---

૩ જુઓ : નરસૈંયો ભક્ત હરિનો ઉપોદ્ઘાત પૃ ૫૮.
૪. સુરદાસે શ્રી. વલ્લભાચાર્ય પાસેથી દીક્ષા લીધી અને તેમને સદ્‌ગુરુ તરીકે સ્વીકારી ગુરુની આજ્ઞાથી ભાગવતની કથા પદોમાં ઉતારી (જુઓ: હિન્દી સાહિત્યનો ઇતિહાસ પૃ. ૧૧૦

યાત્રાએ આવતા સંત અને ભક્તો તેની કવિતા તથા કીર્તિ વ્રજમાંથી પોતપોતાની સાથે દેશના જુદાજુદા ભાગોમાં લેઈ જતા હતા. આથી નરસિંહ સમકાલીન હોવા છતાં સુરદાસની ભક્તિ અને પ્રતિભાની અસર ઝટ આવે છે. પદપદ્ધતિમાં નરસિંહે અને મીરાંએ સાધેલું વૈવિધ્ય સુરદાસને થોડે ઘણે અંશે આભારી હશે, એમ પણ અનુમાન કરી શકાય.

<u>આમ ભાલણ સ્પષ્ટ રીતે નરસિંહનો પુરોગામી હોવાનું હવે સિદ્ધ થાય છે.</u> વિશેષમાં પંદરમા સૈકાના ઉત્તરાર્ધ જેટલો વહેલો ગુર્જર ભાષાનો ગર્વિલો એ કવિ, અપભ્રંશ કહેવાતી આપણી ભાષાને પ્હેલવહેલું "ગુર્જરભાષા" નામ સગર્વ આપે છે, [1] એમાં ગૌરવભરી પ્રતિભાથી કઠિન કાદમ્બરીનો ભાષાબંધ રચે છે, આખ્યાનશૈલીને સ્થિરરૂપ આપી ભીમ જેવા સમર્થ શિષ્ય અને ઉદ્ધવ, વિષ્ણુદાસ જેવા કવિપુત્રોની પરંપરાથી ગુર્જર સાહિત્ય મંદિરને ગજાવી મૂકે છે અને એ રીતે પ્રેમાનંદ જેવા મહાકવિની મહત્તાનાં તથા દયારામ જેવા રસિક કવિની રસિકતાનાં બી રોપે છે. એની કવિતાની પ્રેરણા ઠેઠ વર્તમાન યુગ સુધી ઉતરી આવી છે અને પાંચસો વર્ષપર્યંત ભાષા સ્વરૂપના અનેક પલટાઓ અને રૂપાંતરો ભેદીને જીવતી જાગતી રહી છે એ એની નાનીસૂની સિદ્ધિ નથી. વળી એની વાત્સલ્યરસની કવિતા તો હિંદભરની કવિતામાં શ્રેષ્ઠ ગણાય તેવી રસાળ અને મીઠી છે. [2]

આમ અનેક કવિઓને પ્રેરનાર કવિ જ તેણે આપણી ભાષાના આદિયુગનો સમર્થ અને અપૂર્વ કવિ હોઈ તેમને ગુજરાતી સાહિત્યના ભીષ્મપિતામહ કે આદ્યકવિ કહેવા એ તે ઉચિત છે. આમ પ્રેમાનંદના જેવી ભાષા-

---

1 કવિચરિત પૃ ૯૮ 2 ભાલણનાં પદ પૃ ૪૦.

ભક્તિ ને શિષ્યપરંપરા, દયારામ જેવી રસિકતા અને નર્મદ જેવો જુસ્સો તથા નવો ચીલો પાડવાની શક્તિ ધરાવનાર ભાલણ ગુર્જર કવિમંડળમાં ખરેખર એક અને અજોડ છે।

ભાલણ ત્રવાડીનો વાત્સલ્યરસ અપૂર્વ ગણાય છે તેથી આ પુસ્તકમાં તેમનાં વાત્સલ્યરસના કેટલાંક સુંદર પદો આપેલાં છે સાથે ટિપ્પણ, પરિશિષ્ટો અને કવિજીવનની નોંધ પણ આવશ્યક માની મૂકેલી છે ભાલણના રામ અને કૃષ્ણના બાળજીવનને સ્પર્શતા પદો એકઠાં સાથે અભ્યાસીઓને આ પુસ્તક દ્વારા ઉપલબ્ધ કરી આપવાની નેમ રાખી છે. તેમા મારા મર્યાદિત જ્ઞાન અને સમયાભાવને લીધે કંઈક ચૂક કદાચ રહી ગઈ હશે તો તે ઉદારભાવે નિભાવી લેવા સૌને વિનતી છે

આ પદોના સંગ્રહ અને સંપાદનમાં મને કોઈ મહત્ત્વની નવી હાથપ્રત મળી નથી તો પણ આ વિષયમા સંપાદક બનતો શ્રમ તો લીધો જ છે સને ૧૯૩૩થી આ વિષયમાં મારી જીજ્ઞાસા સતેજ થયેલી હતી આથી સને ૧૮૯૪થી ૧૯૩૭ સુધી તજવીજદાર (સર્કલ ઈન્સ્પેક્ટર) તરીકે પાટણ તાલુકાનાં ગામડાંઓમા ફરતાં રાતે હુ ગ્રામજનતાનાં ભજનો-પદો શક્ય હોય ત્યાં સાંભળતો અને કોઈ નોંધપાત્ર પદ નરસિંહ, મીરા કે ભાલણનું મળી આવે તો ટપકાવી લેતો આ સિવાય મારાં મોટાં બેન ગ. સ્વ. ચંચળબેન પાસે કંઠસ્થ ભજન-પદોનો મોટો ખજાનો હતો તેનો લાભ હું નાનપણથી જ લેતો હતો પણ અભ્યાસ અને ઉમર વધતાં તે કંઠસ્થ પદોમાથી કંઈ કોઈ ટપકાવી લેવાની આવશ્યકતા સમજવા લાગી અને પરિણામે કેટલાક પદ મારી કંઠસ્થ પદની નોંધમાં દાખલ થઈ ચૂક્યાં આ વિષયમાં એક વાત મને જણાઈ આવી કે, કંઠસ્થ પદોમાં નરસિંહ અને મીરાંનાં જેટલાં પદ મળે છે તેટલાં ભાલણનાં નથી મળતાં

આ સિવાય મને લખનાર-ઉતારનારના નામઠામ વગરનું એક જૂનું ટાંચણ જેવા મળ્યું જેમાં નરસિંહ, ભાલણ મીરાં વગેરેનાં

પદો ઉતારેલાં હતાં. તેમાંથી ભાલણનાં કેટલાંક પદો મેં ઉતારી લીધેલાં તે ઉતારાનો પણ આ કામે ઉપયોગ થઈ શ્યો છે.

આ રીતે ભાલણનાં આ પદોના પાઠના સંપાદનમાં મને નીચે પ્રમાણે સામગ્રીની મદદ મળેલી કહી શકાય: (૧) કંઠસ્થ પદોની મારી નોંધ. (૨) જૂના ટાંચણનો મેં કરેલો ઉતારો. (૩) પ્રાચીન કાવ્ય-માળા અંક ૧૧ નાં રામબાલચરિતનાં પદ. (૪) દશમસ્કંધ અને (૫) બૃહત્ કાવ્યદોહનમાં છપાયેલાં પદ.

આ બધી સામગ્રી તપાસી, સરખાવી, શુદ્ધિ કરવા જેવી હોય ત્યાં કરી આ પુસ્તકમાંનાં પદ રજૂ કરેલાં છે. બૃહત્ કાવ્યદોહનમાંનો પાઠ વધુ શુદ્ધ હોઈ ઘણેખરે તે ગ્રાહ્ય રાખ્યો છે. જ્યાં તેથી જુદો પાઠ સ્વીકાર્યો છે ત્યાં કાવ્યદોહનવાળો પાઠ પાદટિકામાં બતાવ્યો છે. મારી નોંધ કે ઉતારાનો મહત્ત્વનો કોઈ કોઈ પાઠફેરપણ પાદટિકામાં બતાવેલો છે.

શ્રીરામબાલચરિતનાં પદોનો ક્રમ કાવ્યદોહન પ્રમાણે જ રાખેલો છે. તે ક્રમ બરાબર હોઈ તેમાં ડખલ ન થાય તે માટે તે ચરિતને લગતું મળેલું એક અપ્રગટ કંઠસ્થ પદ તેમાં ન ઉમેરતાં પરિશિષ્ટમાં મૂકેલું છે. બાળકૃષ્ણની લીલાનાં પદોમાં આવો કોઈ ક્રમ કે ગોઠવણી ખાસ ન હોવાથી કેટલાંક સદન નવીન અપ્રગટ પદો મલ્યાં તે તેમાં દાખલ કરેલાં છે. પદોની શુદ્ધિમાં વિશદતાને વધારે લક્ષમાં રાખી છે. પદોની ભાષા આધુનિક તો બનીજ ગઈ છે એટલે તેને શુદ્ધ અને વિશદ બનાવવામાં બહુ મોટો અપરાધ તો નથી જ થઈ જવાનો. છતાં સ્પષ્ટ કરવું જરૂરી છે કે પદોના શબ્દો કે તેની ગોઠવણમાં મૂળ સાથે અણઘટતી છૂટ ક્યાંય લીધી નથી.

પદોના રાગ, ઢાળ કાવ્યદોહનમાં મલ્યા તેજ ઘણેખરે ઠેકાણે રાખ્યા છે. સગીતનું મારું અજ્ઞાન એ વગર શી રીતે ટાંકી શકાય?

આપણા પ્રાચીન કવિઓની મહત્ત્વની કૃતિઓના રાગ, ઢાળ વગેરે કોઇ સાહિત્યરસિક સંગીતકાર તપાસી જાય અને તેમાં રહેલી અનવસ્થા દૂર કરે એ જરૂરી છે. કોઇ ઉપાડશે એ કામ ?

મને શ્રી. ગગલાલ મોદીનાં ભાલણ વિષયક પુસ્તકોમાંથી તથા તેમની સૂચનાઓમાંથી કિંમતી મદદ મળેલી છે. પાટણવાસી શ્રી. કનૈયાલાલ ભાઇશંકર દવે અને શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ પણ મહત્ત્વના ઇશારા કરી મને સહાય કરેલી છે. શ્રી. ક. મા. મુનશી તથા કેશવરામ શાસ્ત્રીના ગ્રંથોની માહિતી પણ મને ઉપયોગી થઈ પડેલી છે. આથી તે ગૃહસ્થોનો તથા બીજા મદદરૂપ ગ્રંથોના ગ્રંથકારોનો હું ખાસ આભારી છું. જે કાવ્યદોહનકાર કે પ્રાચીન કાવ્યમાળાનો આભારી થયા વગર તો ભાગ્યે જ કોઇ જૂના કાવ્યોનું સંપાદન કરી શકે. એટલે હું તેમનો તથા કાવ્યસંગ્રહના સંપાદકનો આભાર ન માનું તો નગુરો લેખાઉં.

આ પુસ્તકના લેખનવિભાગમાં નરસિંહના વૃદ્ધમાન્ય કાળની ગણત્રીએ ભાલણને તેનો લઘુવયસ્ક સમકાલીન (*Junior contemporary*) ગણેલો છે. પણ અંગત રીતે હું તેથી જુદો મત ધરાવું છું અને ભાલણને નરસિંહનો પુરોગામી ગણું છું તે વાત યથામતિ આ ઉપોદ્ઘાતમાં રજૂ કરી છે.

ભાલણનાં આ પદમાંથી થોડાંક પણ વાંચકોને ગમશે તો હું મારો શ્રમ સફળ થયો લેખીશ. —જેઠાલાલ નારાયણ ત્રિવેદી.

# કવિ ભાલણનું જીવન અને કવન

## ૨. ગુજરાતી ભાષાનો ઉગમ અને વિકાસ

રઘુનાથભક્ત કવિ ભાલણના જીવન વિષે વિચાર કરતા પહેલાં આપણે તે યુગની ભાષાનો સામાન્ય વિચાર કરવો પડશે. તે માટે ગુજરાતી ભાષાના ઉગમ અને વિકાસક્રમની આછી રૂપરેખા જાણી લેવી ઇષ્ટ છે. આથી ગુજરાતી ભાષા ક્યારથી શરૂ થઈ અને તે જુદાજુદા સમયે કેવા સ્વરૂપો ધારણ કરતી ગઈ તેનો સંક્ષેપમાં વિચાર કરીએ.

ગુજરાતી ભાષાનું મૂળ શોધતા શોધતા આપણે સ્વાભાવિક રીતે ભારતીય આર્યોની ભાષા સમીપ જઈ પહોંચીએ છીએ. આદિમ આર્યભાષા બોલનારા આર્યો ઈ. સ. પૂર્વે ૨૫૦૦થી ૩૦૦૦ના ગાળામાં હિંદમાં આવવા માંડ્યા હશે એમ મોહન્જોડારો અને હરાપ્પાના ખોદકામો પછી માનવામાં આવે છે. શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી જણાવે છે તેમ આર્યો હિંદમાં આવ્યા ત્યારે તેમની સાથે જે ભાષા લાવેલા તેને આપણે ભારતી ભાષા એવું નામ આપીએ તો હરકત નથી.[૧] આર્યો હિંદમાં રહેવા લાગ્યા તે પછી તેમની ભાષામાં સ્થાનિક લોકોની બોલીઓના શબ્દો અને વિકારો દાખલ થવા લાગ્યા. આ આર્યેતર પ્રજાની સ્થાનિક બોલીઓની અસર એટલી બધી વ્યાપક હતી કે વેદમાં પણ તેનો અંશો દાખલ થઈ ગયા હતા. ઋગ્વેદમાં આ સ્થાનિક આર્યેતર બોલીના અંશો કેવી રીતે ભળી ગયેલા છે તે વિષેની ચર્ચા ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ વિશદ રીતે કરેલી છે.[૨]

---

૧. આપણા કવિઓ ખંડ. ૧. ઉપોદ્ઘાત પૃ. ૨૪. ૨. Indo-Aryan & Hindi, P.54.

આ રીતે આર્યોની મૂળ ભાષામાં સ્થાનિક બોલીઓના પ્રભાવથી લાંબે ગાળે રૂપાંતર થવા લાગ્યું હતું. સાથે સાથે લોકોના નીચલા થરમાં એક જુદી જ ભાષા (કદાચ બોલી–Dialect) પ્રવેશ પામી રહી હતી. તે નીચલા થરની ભાષામાં આર્યેતર ભાષા અને વૈદિક ભાષાનું સંમિશ્રણ થયું હશે પણ તેમાં સ્થાનિક ભાષાનો પ્રભાવ વધારે હશે એમ માની શકાય. આ નીચલા થરની ભાષાને પ્રાથમિક પ્રાકૃત નામ આપી શકાય.

પણ નીચલા થરમાં પ્રાથમિક પ્રાકૃત ભાષા પ્રચારમાં આવી તે જ સમયે શિષ્ટ અને ઉપલા વર્ગના લોકોમાં વૈદિક ભાષાનો વિકાર પામેલી નવી બોલી પ્રચારમાં આવી ગઇ હતી. તેમાં સ્થાનિક બોલી કરતાં વૈદિક ભાષાનો પ્રભાવ મુખ્ય હતો એ તેની વિશેષતા હતી. આ ઉપલા વર્ગની ભાષા વધુ વિકાર પામે નહિ તે માટે પાછળથી તેને સંસ્કાર આપીને સૂત્રકાર પાણિનિએ તેનું વ્યાકરણ રચેલું છે. આમ સંસ્કાર પામવાને લીધે તે સંસ્કૃત ભાષા કહેવાવા લાગી. પાણિનિના આ પ્રયાસથી ઉત્તર ભારતની શિષ્ટ લોકભાષા સ્થિર સ્વરૂપ પામી અને તે સાહિત્યના ગ્રંથોનું સર્વમાન્ય વાહન બની. *

આમ ભારતી ભાષાના મુખ્ય બે પ્રવાહો બનેલા છે. ૧ વૈદિક ભાષા અને ૨ પ્રાથમિક પ્રાકૃત. વૈદિક ભાષામાં કાલક્રમે વિકાર થતાં જે ફેરફાર થયા તેનાં સ્વરૂપો આપણને અનુક્રમે બ્રાહ્મણગ્રંથો તથા બીજાં ઐતિહાસિક કાવ્યો રામાયણ, મહાભારતના જૂના ભાગોમાં જોવા મળે છે. તે પછીનું તે ભાષાનું સ્વરૂપ તે પાણિનિનું સંસ્કૃત. પણ આપણે તો પ્રાકૃત સાથે જ ખાસ નિસ્બત છે એટલે તેનો જ વિકાસક્રમ હવે તપાસીએ.

ઉપરની ચર્ચાથી એમ આભાસ ન થવો જોઇએ કે, પ્રાકૃત ભાષા સંસ્કૃત કરતાં ઘણી અર્વાચીન છે. પ્રાકૃત ખરી રીતે જોઇએ તો

* જુઓ. આપણા કવિઓ ખંડ. ૧ નો ઉપોદ્‌ઘાત. પૃ. ૨૫

પાણિનિના સંસ્કૃત કરતાં ઘણી જૂની છે. વૈદિક ભાષામાં-ઋગ્વેદમાં સ્થાનિક ભાષાનાં જે રૂપો આમેજ થયેલાં છે તે પ્રાથમિક પ્રાકૃતનું પ્રાગૈતિહાસિકપણું સિદ્ધ કરે છે. વળી સંસ્કૃત ઉપર પ્રાકૃતની-પ્રાથમિક પ્રાકૃતની અસર તેના જન્મ પહેલાં (વૈદિક કાળમાં) થયેલી છે, એ પણ લક્ષમાં રાખવું જોઈએ[1] સાદી રીતે કહીએ તો આર્યોની ભારતી ભાષા અને સ્થાનિક આર્યેતર ભાષા એ બેઉને એકબીજાની અસર અરસપરસ પહોંચેલી હશે અને તેના પરિણામે વૈદિક અને પ્રાકૃતનાં બે નવાં ભાષાસ્વરૂપો અસ્તિત્વમાં આવેલાં હશે. પછી વૈદિકમાંથી કાલક્રમે સંસ્કૃત અને પ્રાકૃતમાંથી ધીમેધીમે પ્રાંત પ્રાંતના અપભ્રંશો અસ્તિત્વમાં આવ્યા. આ વાત હવે પછી સ્પષ્ટ રીતે ચર્ચવામાં આવશે.

પ્રાથમિક પ્રાકૃત-વેદકાલીન નીચલા થરની ભાષાનાં રૂપો આપણને વેદમાંથી મળી આવે છે પણ તે ભાષા અમુક સમય સુધી સાહિત્યકીય ભાષા તરીકે ન સ્વીકારાયાથી કે બીજા ગમે તે કારણથી તેનાં બીજા થરનાં રૂપો આપણને ઉપલબ્ધ થયાં નથી. પણ દ્વૈતીયિક પ્રાકૃતની બીજી ભૂમિકાનાં સ્વરૂપો આપણને જૂનામાંજૂની પાલિભાષા અને અર્ધમાગધીના અંશો તરીકે મળી આવે છે. આ સ્વરૂપો ઈ સ. પૂર્વે છઠ્ઠા શતકની આ બાજુનાં ગણી શકાય. તે પછી આ દ્વૈતીયિક પ્રાકૃતનું સ્વરૂપ રાજમાન્ય તથા સાહિત્યમાન્ય થયેલું છે એનો ચોક્કસ પુરાવો અશોકના લેખો[2]. ઉપરથી તથા પાલિ અને અર્ધ-

---

૧. પ. બેચરલાલ દોશીએ મુંબઈ વિદ્યાપીઠને આશ્રયે આપેલી વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં સંસ્કૃત અને પ્રાકૃતના સંબંધ વિષે કેટલાંક ક્રાંતિકારી વિધાનો કરેલાં છે તે જીજ્ઞાસુએ અવલોકવા જેવાં છે. ૨. અશોકના ગિરનારના લેખની ભાષાનો ગુર્જર અપભ્રંશના ઉદ્ભવમાં ફાળો છે એમ યુક્તિના પુરાવાથી શ્રી. કે. કા. શાસ્ત્રી માને છે. (જુઓ: આપણા કવિઓ ખં. ૧ ઉપોદ્ઘાત પૃ. ૨૯)

માગધીમાં મળી આવતા જૂનામાંજૂના સાહિત્ય પરથી મળી આવે છે.

દ્વૈતીયિક પ્રાકૃતોની બીજી ભૂમિકાના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવે છેઃ— દ્વૈતીયિક પ્રાકૃત– (બીજી ભૂમિકા.)




આ વિભાગીકરણ શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીના મતાનુસાર બનાવેલું છે.[1] તેમાં ગુર્જર અપભ્રંશ (જેમાંથી ગુજરાતી ભાષા ઉત્પન્ન થયેલી છે તે)નો કયા કયા પ્રાકૃતો સાથે સંબંધ છે તે → તીરથી બનાવેલું છે. સાહિત્યકીય મહારાષ્ટ્રીમાંથી અપભ્રંશ મારફતે ગુજરાતી બોલી ઉતરી આવી છે અને તેનો સબંધ જૈન મહારાષ્ટ્રી સાથે તથા અશોકની ગિરનારની લેખભાષા સાથે પણ છે, એ, પણ તીરના નિશાન વડે બતાવેલું છે.

પણ આ પ્રાકૃતોના પ્રાંતો પરત્વે અનેક જુદાજુદા ભેદ હતા એમ ભરતનાટ્યશાસ્ત્ર[2] તથા પ્રાકૃતસર્વસ્વ[3] વગેરેનાં વિધાનો પરથી જણાય છે. પણ એ ભેદો તથા પેટાભેદોની ગૂંચવણમાં ન ઉતરતાં આપણે ગૌર્જરીનું લક્ષણ આપતાં પ્રાકૃતસર્વસ્વકારે

૧. એજન પૃ. ૨૮ ૨. જુઓ ભરતનાટ્યશાસ્ત્ર ૧૭–૪૮.

'संस्कृताढ्या च गौर्जरी '[૪] એમ કહેલું છે તેની નોંધ લઈ આગળ વધીએ.'

દશમા શતક સુધીમાં હિંદની બધી આર્ય બોલીઓ 'અપભ્રંશ' એવા વ્યાપક નામને પ્રાપ્ત કરી ચૂકી હતી એમ જણાય છે.[૫] આ અરસાની જુદાજુદા પ્રાંતની સાહિત્યકૃતિઓથી તે વાતને ટેકો મળે છે. મતલબ કે દ્વૈતીયિક પ્રાકૃતોના અવશેષ રૂપે રાષ્ટ્રભાષા (Lingua franca) તરીકે અપભ્રંશ હિંદભરમાં તે સમયે પ્રચલિત બની ચૂકી હતી. અલબત્ત, પ્રાંત પરત્વે આના પેટાભેદો અસ્તિત્વમાં હતા અને તેવા ૨૭ ભેદો ગણાવવામાં આવે છે. આવો એક પેટાભેદ આચાર્ય હેમચંદ્રના વ્યાકરણમાં ગ્રંથસ્થ થયેલો છે. તેની વિશિષ્ટ લાક્ષણિકતા જોતાં તેને "ગૌર્જર અપભ્રંશ" નામ આપવામાં આવેલું છે. આ ગૌર્જર અપભ્રંશમાંથી ગુજરાતી અને તેવી જ રીતે બીજા અપભ્રંશોમાંથી જે તે પ્રાંતની અર્વાચીન આર્યબોલીઓ ઉતરી આવેલી છે.

"ગૌર્જર અપભ્રંશ" માંથી ગુજરાતી ભાષાનો વિકાસ થયો એટલે ગુર્જર અપભ્રંશ નામે ઓળખાતો એ ભાષાપ્રકાર તેજ પ્રાચીન ગુજરાતી ભાષા, એમ નિર્ણય કરતા પહેલાં આપણે 'ગુજરાત' અને 'ગુજરાતી' શબ્દો ક્યારથી વપરાશમાં આવ્યા તેનો વિચાર કરીએ. આ પ્રદેશનું 'ગુજરાત' નામ હતું તેવો સૌથી જૂનો ઉલ્લેખ સ્વ. નરસિંહરાવે "વસ્તુપાલ તેજપાલ રાસ" માંથી નોંધી બતાવ્યો છે. તે આ રીતે—

"વસ્તુપાલ તેજિગ તણઉ, અમ્હે બોલિસુ રાસો,
ભરતખેત્ર હુરિ ગુજરાત અનહિલપુર વાસો " [૬]

આ રાસ ૧૪મા સૈકામાં રચાયો હોવાનું માનવામાં આવે છે. "કાન્હડદેપ્રબંધ" માં પણ ગુજરાતનિવાસી માટે 'ગુજરાતિ' શબ્દ છૂટથી યોજેલો છે [૭]. એટલે વિ. સં. ૧૫૧૨માં ગુજરાત અને

૩. જુઓ પ્રાકૃત સર્વસ્વ પૃ. ૨,૩. ૪. એજન પૃ. ૧૨૨. ૫. આપણા કવિઓ. ખંડ ૧. ઉપોદ્ઘાત પૃ. ૩૬. ૬. જુઓ Gujarati Language & Literature Vol. II પૃ. ૧૭૩ની પાદટિકા. ૭ કાન્હડદે પ્રબંધ ૧–૧૪ તથા ૧–૨૪.

માગધીમાં મળી આવતા જૂનામાંજૂના સાહિત્ય પરથી મળી આવે છે.

દ્વૈતીયિક પ્રાકૃતોની બીજી ભૂમિકાના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવે છેઃ— દ્વૈતીયિક પ્રાકૃત– (બીજી ભૂમિકા.)




આ વિભાગીકરણ શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીના મતાનુસાર બનાવેલું છે.[1] તેમાં ગુર્જર અપભ્રંશ (જેમાંથી ગુજરાતી ભાષા ઉત્પન્ન થયેલી છે તે)નો ક્યા ક્યા પ્રાકૃતો સાથે સંબંધ છે તે → તીરથી બતાવેલું છે. સાહિત્યકીય મહારાષ્ટ્રીમાંથી અપભ્રંશ મારફતે ગુજરાતી બોલી ઉતરી આવી છે અને તેનો સંબંધ જૈન મહારાષ્ટ્રી સાથે તથા અશોકની ગિરનારની લેખભાષા સાથે પણ છે, એ પણ તીરના નિશાન વડે બતાવેલું છે.

પણ આ પ્રાકૃતોના પ્રાંતો પરત્વે અનેક જુદાજુદા ભેદ હતા એમ ભરતનાટ્યશાસ્ત્ર[2] તથા પ્રાકૃતસર્વસ્વ[3] વગેરેનાં વિધાનો પરથી જણાય છે. પણ એ ભેદો તથા પેટાભેદોની ગૂંચવણમાં ન ઉતરતાં આપણે ગૌર્જરીનું લક્ષણ આપતાં પ્રાકૃતસર્વસ્વકારે

૧. એજન પૃ. ૨૮ ૨. જુઓ ભરતનાટ્યશાસ્ત્ર ૧૭–૪૮.

'सव्हत्ताढ्या च गौर्जरी '૪ એમ કહેલું છે તેની નોંધ લઈ આગળ વધીએ.'

દશમા શતક સુધીમાં હિંદની બધી આર્ય બોલીઓ ' અપભ્રંશ ' એવા વ્યાપક નામને પ્રાપ્ત કરી ચૂકી હતી એમ જણાય છે. ૫. આ અરસાની જુદાજુદા પ્રાંતની સાહિત્યકૃતિઓથી તે વાતને ટેકો મળે છે. મનલગ્ન કે દ્વૈતીયિક પ્રાકૃતોના અવશેષ રૂપે રાષ્ટ્રભાષા (Lingua franca) તરીકે અપભ્રંશ હિંદભરમાં તે સમયે પ્રચલિત બની ચૂકી હતી. અલબત, પ્રાંત પરત્વે આના પેટાભેદો અસ્તિત્વમાં હતા અને તેવા ૨૭ ભેદો ગણાવવામાં આવે છે. આવો એક પેટાભેદ આચાર્ય હેમચંદ્રના વ્યાકરણમાં ગ્રંથસ્થ થયેલો છે. તેની વિશિષ્ટ લાક્ષણિકતા જોતાં તેને " ગૌર્જર અપભ્રંશ " નામ આપવામાં આવેલું છે. આ ગૌર્જર અપભ્રંશમાંથી ગુજરાતી અને તેવી જ રીતે બીજા અપભ્રંશોમાંથી જે તે પ્રાંતની અર્વાચીન આર્યબોલીઓ ઉતરી આવેલી છે.

" ગૌર્જર અપભ્રંશ " માંથી ગુજરાતી ભાષાનો વિકાસ થયો એટલે ગુર્જર અપભ્રંશ નામે ઓળખાતો એ ભાષાપ્રકાર તેજ પ્રાચીન ગુજરાતી ભાષા, એમ નિર્ણય કરતા પહેલાં આપણે ' ગુજરાત ' અને ' ગુજરાતી ' શબ્દો ક્યારથી વપરાશમાં આવ્યા તેનો વિચાર કરીએ. આ પ્રદેશનું ' ગુજરાત ' નામ હતું તેવો સૌથી જૂનો ઉલ્લેખ સ્વ. નરસિંહરાવે " વસ્તુપાલ તેજપાલ રાસ " માંથી નોંધી બતાવ્યો છે. તે આ રીતે—

" વસ્તુપાલ તેજિગ તણઉ, અગ્હે બોલિસુ રાસો,
ભરતખેત્ર ધુરિ ગુજરાત અનહિલપુર વાસો. " ૬

આ રાસ ૧૪મા સૈકામાં રચાયો હોવાનું માનવામાં આવે છે. " કાન્હડદેપ્રબંધ " માં પણ ગુજરાતનિવાસી માટે ' ગુજરાતિ ' શબ્દ છૂટથી યોજેલો છે. ૭. એટલે વિ. સં. ૧૫૧૨માં ગુજરાત અને

૩. જુઓ પ્રાકૃત સર્વસ્વ પૃ. ૨,૩. ૪. એજન પૃ. ૧૨૨. ૫. આપણા કવિઓ. ખંડ. ૧. ઉપોદ્ઘાત પૃ. ૩૬. ૬. જુઓ Gujarati Language & Literature Vol. II પૃ. ૧૬૩ની પાદટિકા. ૭. કાન્હડદે પ્રબંધ ૧–૧૪ તથા ૧–૨૪.

" ગુર્જર ભાષા " શબ્દ વાપરેલો અને તેનો લોકભાષામાં "ગુજરાતી ભાષા" એવો અર્થ થાય. ગુજરાતવાસીને માટે કાન્હડદે પ્રબંધમાં 'ગુજરાતી' શબ્દ યોજેલો છે તો તે દેશની ભાષા માટે "ગુજરાતી" શબ્દ પ્રચારમાં નહિ હોય એમ માનવું બુદ્ધિયુક્ત નથી. ભલે, તે શબ્દ ગ્રંથસ્થ ન થયો હોય પણ તેટલા પરથી ' ગુજરાત ' અને ' ગુજરાતીભાષા ' શબ્દ અસ્તિત્વમાં ન હતા, એમ કહેવું તર્કવિરુદ્ધ લેખાય. સંશોધનમાં શુદ્ધ તર્કને સ્થાન હોય તો ભાલણે કહેલી " ગુર્જરભાષા " તેના વખતમાં " ગુજરાતી ભાષા " તરીકે સામાન્ય લોકોમાં ઓળખાતી હશે એમ માનવા હરકત જણાતી નથી.

ખરી રીતે જોઈએ તો ગુર્જરોની ભાષાભક્તિ અતિ પ્રાચીન છે. ઈ. સ. ૧૦૧૪માં અવંતીપતિ ભોજ જેવો વિદ્વાન ગુર્જરોની ભાષાભક્તિને અંજલી આપતાં લખે છેઃ अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गौर्जराः। મતલબ કે ગુર્જરો પોતાના અપભ્રંશથી જ આનંદ પામે છે, બીજાના અપભ્રંશથી નહિ. ૧. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે જે સમયે પ્રાંતિક બોલીઓ ' અપભ્રંશ ' નામથી ઓળખાતી હતી તે વખતે ૧૧મા શતકમાં પણ " ગુર્જર અપભ્રંશ " પોતાનું વિશિષ્ટ સ્વરૂપ પામી ચૂક્યો હતો અને તે વાતની નોંધ પડોશના માલવાના વિદ્વાને પણ લીધી છે. એટલે આપણે એ " ગુર્જર અપભ્રંશ "ને સર્વસામાન્ય અપભ્રંશ ન માનતાં તેને આપણી ગુજરાતી ભાષાનું આદિમ રૂપ માની " પ્રાચીન ગુજરાતી " એવું નામ સગર્વ આપવું જોઈએ.

સગર્વ કહેવાથી લાગણીવશ બની આ દલીલ થાય છે, એમ સમજવાનું નથી. એક નક્કર હકીકતના સ્વીકાર તરીકે આપણે ભોજે કહેલા ગુર્જર અપભ્રંશને ભાષાશાસ્ત્રીય દષ્ટિએ " ગુજરાતી " નામધારી ભાષાથી જુદો પાડી શકીએ તેમ નથી ૨ આપણા સમર્થ

---

૧. " सरस्वतीकंठाभरण " ૨. આપણા કવિઓ ખ. ૧ પૃ. ૧૦-૧૧ ઉપર શ્રી કે. કા. શાસ્ત્રીએ આ વિષયની ચર્ચા કરતા સ્વ. નરસિંહરાવભાઈની વિચારસરણી સમજવા પ્રયાસ કરેલો છે, તે જીજ્ઞાસુએ જોઈ લેવું.

ભાષાશાસ્ત્રી સ્વ. કેશવલાલ હ. ધ્રુવ પણ આવો જ મત ધરાવે છે. તે કહે છેઃ "વાસ્તવિક રીતે ગુજરાતી ભાષાના ત્રણ યુગ છે. ઈ. સનના દશમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો પહેલો યુગઃ પંદરમાં શતકથી સત્તરમા શતક સુધીનો બીજો અને તે પછીના શતકનો ત્રીજો." ૩

એટલે સ્વ ધ્રુવ ગુર્જર અપભ્રંશના ઉદ્‌ભવની સાથે જ ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ થયાનું સ્વીકારે છે. તે આગળ ચાલતાં જણાવે છેઃ "પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે. બીજા યુગની ગુજરાતી જે સામાન્ય રીતે હાલમાં "જૂની ગુજરાતી" ના નામથી ઓળખાય છે તેને મધ્યકાલીન ગુજરાતી કહેવી યોગ્ય છે. ત્રીજા યુગની ગુજરાતીને અર્વાચીન ગુજરાતી સંજ્ઞા આપવામાં મતભેદ હોય જ નહિ" ખરેખર, ઇંગ્લાંડમાં જેમ મહાકવિ શેક્સપિયરની સાહિત્યપ્રવૃત્તિ સાથે અંગ્રેજી ભાષા સ્થિર રૂપ પામી તેમ મહાકવિ પ્રેમાનંદની સાહિત્યિક સૃષ્ટિની સાથે ગુજરાતી ભાષા સ્થિર રૂપ પામી છે. આજની ગુજરાતી ભાષાની ઘડામણીમાં તે સમર્થ કવિની સાહિત્યપ્રવૃત્તિની છાપ રહેલી છે.

શ્રી. રામલાલ ચુનીલાલમોદી ભાલણના સમય પહેલાં 'ગુજરાત' શબ્દ પ્રચારમાં હતો એમ માને છે તે લખે છે, "ભાષાને ગુજરાતી નામ મળેલું ગણીએ અને ભાલણે 'ગુર્જર' શબ્દ લખ્યો છે, તે સંસ્કૃતના મોહને લીધે એમ માનવા વાંધો નથી."૪ પરંતુ પાછળથી તેઓ પોતાનો સ્વતંત્ર મત પ્રદર્શિત કરતાં સ્વ ધ્રુવના મતનો વિરોધ કરે છે. તે કહે છેઃ "રા. કેશવલાલ ધ્રુવ ગુજરાતીનો આરંભ અગિયારમા શતકથી ગણે છે. પરંતુ તે તો અપભ્રંશ હતી.

૩. જુઓ બીજી ગુજરાતી સા. પરિષદના પ્રમુખનું ભાષણ.
૪. ભાલણ પૃ. ૩૭.

" ગુર્જર ભાષા " શબ્દ વાપરેલો અને તેનો લોકભાષામાં "ગુજરાતી ભાષા" એવો અર્થ થાય. ગુજરાતવાસીને માટે કાન્હડદે પ્રબંધમાં 'ગુજરાતી' શબ્દ યોજેલો છે તો તે દેશની ભાષા માટે "ગુજરાતી" શબ્દ પ્રચારમાં નહિ હોય એમ માનવું બુદ્ધિયુક્ત નથી. ભલે, તે શબ્દ ગ્રંથસ્થ ન થયો હોય પણ તેટલા પરથી ' ગુજરાત ' અને ' ગુજરાતીભાષા ' શબ્દ અસ્તિત્વમાં ન હતા, એમ કહેવું તર્કવિરુદ્ધ લેખાય. સંશોધનમાં શુદ્ધ તર્કને સ્થાન હોય તો ભાલણે કહેલી " ગુર્જરભાષા " તેના વખતમાં " ગુજરાતી ભાષા " તરીકે સામાન્ય લોકોમાં ઓળખાતી હશે એમ માનવા હરકત જણાતી નથી.

ખરી રીતે જોઈએ તો ગુર્જરોની ભાષાભક્તિ અતિ પ્રાચીન છે. ઈ. સ. ૧૦૧૪માં અવંતીપતિ ભોજ જેવો વિદ્વાન ગુર્જરોની ભાષાભક્તિને અંજલી આપતાં લખે છે: अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गौर्जराः । મતલબ કે ગુર્જરો પોતાના અપભ્રંશથી જ આનંદ પામે છે, બીજાના અપભ્રંશથી નહિ. ૧. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે જે સમયે પ્રાંતિક બોલીઓ ' અપભ્રંશ ' નામથી ઓળખાતી હતી તે વખતે ૧૧મા શતકમાં પણ " ગુર્જર અપભ્રંશ " પોતાનું વિશિષ્ટ સ્વરૂપ પામી ચૂક્યો હતો અને તે વાતની નોંધ પડોશના માલવાના વિદ્વાને પણ લીધી છે. એટલે આપણે એ " ગુર્જર અપભ્રંશ "ને સર્વસામાન્ય અપભ્રંશ ન માનતાં તેને આપણી ગુજરાતી ભાષાનું આદિમ રૂપ માની " પ્રાચીન ગુજરાતી " એવું નામ સગર્વ આપવું જોઈએ.

સગર્વ કહેવાથી લાગણીવશ બની આ દલીલ થાય છે, એમ સમજવાનું નથી. એક નક્કર હકીકતના સ્વીકાર તરીકે આપણે ભોજે આ ગુર્જર અપભ્રંશને ભાષાશાસ્ત્રીય દૃષ્ટિએ "ગુજરાતી" મધારી ભાષાથી જુદો પાડી શકીએ તેમ નથી ૨ આપણા સમર્થ

૧. " सरस्वतीकण्ठाभरण " ૨. આપણા કવિઓ ખંડ. ૧ પૃ. ૧૦–૧૧ , શ્રી. કે કા. શાસ્ત્રીએ આ વિષયની ચર્ચા કરતા સ્વ. નરસિંહરાવભાઈની ઠરસરણી સમજવા પ્રયાસ કરેલો છે, તે જીજ્ઞાસુએ જોઈ લેવુ. –

બોલીઓ " અપભ્રંશ " નામ પામી હતી. પણ તેના પ્રાંત કે વિભાગવાર પેટાભેદ હતા જ. એ પેટાભેદોની આશ્રિતો વધતાં પ્રાંતપ્રાંતની બોલીઓ અસ્તિત્વમાં આવી હતી. તેથી જ તેના ૨૭ ભેદ ગણુવામાં આવેલા છે [1]. મતલબ કે બધા જ પ્રાંતોમાં એક સરખી અપભ્રંશ નહિ પણ પ્રાંતીય અપભ્રંશો બોલાતી હતી. મારા માનવા પ્રમાણે તો ઘણી અપભ્રંશો થયા બાદ છેવટે " અપભ્રંશ "નો અર્થ સંસ્કૃતેતર બોલી કે ભાષા એવો રૂઢ થયો હશે. હાલ વ્રજમાં તેમજ ગુજરાતમાં સંસ્કૃતેતર દેશી ભાષાઓને ભાષા (ભાખા) કહે છે,[2] તેમ સંસ્કૃતથી ઇતર તમામ પ્રાંતીય બોલીઓને અપભ્રંશ કહેવાનો રિવાજ પડેલો જણાય છે. તેથીજ નરસિંહ મહેતા જેવો કવિ પણ પોતાની ભાષાને અપભ્રંશ નામ આપે છે. જુઓ—

" અપભ્રષ્ટ ગિરા વિષે કાવ્ય કેણું દીસે
ગાય હીસે ને જયમ તીર લાગે."[3]

આથી શું એમ સમજવું કે નરસિંહ મહેતાની ભાષા ગુજરાતી નથી ને અપભ્રંશ છે ? એમ તો ભાલણ જે બીજે બધે " ગુર્જર ભાષા"માં કાવ્ય કર્યાનું જણાવે છે તે પણ રૂઢિવશાત એક વાર " કથામાત્ર એ નૈષધ રાની અપભ્રંશે દાખી " એમ કહી પોતાની ભાષા અપભ્રંશ હોવાનું જણાવે છે. તો પછી ભાલણની ભાષા પણ અપભ્રંશ ગણવી ? પણ શ્રી. મોદી તેને ગુજરાતી ગણવા સંમત છે. ત્યારે તેનો ખુલાસો એકજ થઈ શકે કે, અપભ્રંશોના અનેક પ્રાંતિક ભેદો પડયા પછી અપભ્રંશનો રૂઢ અર્થ સંસ્કૃત નહિ તેવી અપભ્રષ્ટ

૧. આપણા કવિઓ ખંડ ૧. ઉપોદ્ઘાત પૃ. ૩૬. ૨ જૂના દલપત પિંગળમાં " ભાષા-કવિતા ન્યાય " એવો પ્રયોગ કરેલો હતો તે આજ અર્થમાં ઘટે છે. ૩. સુરતસંગ્રામ, ૭૨-૨.

પ્રાતિક બોલી–ભાષા એટલો જ થવા લાગ્યો હશે; અને તેથીજ જુદા-જુદા ગુર્જર કવિઓ પોતાની ભાષાને રૂઢિવશ અપભ્રષ્ટ કે અપભ્રંશ કહેવા પ્રેરાયા હશે.

આમ 'અપભ્રંશ' સંજ્ઞા આપ્યાથી જ ગુજરાતી ભાષા કાંઈ અપભ્રંશ બની જતી નથી. રૂઢિ તરીકે બધી બોલીઓ અપભ્રંશ કહેવાતી હોય પણ ગુર્જર અપભ્રંશ કહી એટલે તે બીજી અપભ્રંશમાંથી સ્પષ્ટ છૂટી–નોખી પડી છે એ કહેવાની જરૂર જ રહેતી નથી. "ગુર્જર અપભ્રંશ" એ ભોજના શબ્દોનો અર્થ "ગુજરાતી ભાષા" એવો જ થઈ શકે, એમ ઉપરની ચર્ચાથી સ્પષ્ટ જણાશે. નવાઈની વાત તો એ છે કે, અગિયારમા શતકમાં જીવનાર વિદ્વાન નૃપ ભોજરાજ સ્પષ્ટ રીતે પોતાના યુગની જે ભાષાને "ગુર્જર અપભ્રંશ" (ગુર્જર ભાષા) કહે છે તેને આપણે અજાણ્યા આધુનિક ડૉ. ટેસિટોરિ જેવાને પગલે ચાલીને અપભ્રંશ કહી છૂટી મારીએ છીએ.

આ ચર્ચાને પૂર્ણ કરતા પહેલાં સ્વ ધ્રુવનું મહત્ત્વનું કથન નોંધી લઈએ. તેમના કથન પ્રમાણે અગિયારમા શતક પહેલાંથી અપભ્રંશમાંથી પ્રાચીન ગુજરાતીના અંકુર ફૂટવા માંડયા હતા. તે સમય તથા તે પછીની અપભ્રંશ ભાષા વ્યસ્ત દશા (analytical stage)માં પ્રવેશ કરે છે અને તે મહારાષ્ટ્રી વગેરે બીજી પ્રાકૃતોથી તેજ અરસામાં જુદી પાવા માંડે છે. આથી ગુર્જર અપભ્રંશને પ્રાચીન ગુજરાતી નામ આપવુ એજ યોગ્ય છે.

આ રીતે આપણે જોયું કે, "ગુર્જર અપભ્રંશ"ની સાથેજ ગુજરાતી ભાષાનો પ્રારંભ દશમા–અગિયારમા શતકથી થાય છે અને તેથી તે સમયની ભાષાને "પ્રાચીન ગુજરાતી" નામ આપવું જોઈએ. આ ધોરણે આપણે આગળ જોઈ ગયા તેમ ભાલણની ગુર્જર ભાષા "મધ્યકાલીન ગુજરાતી" હોવાનું સ્વ. ધ્રુવના કરેલા કાલવિભાગ અનુસાર નક્કી થાય છે.

## ૨. કવિનો સમય

કવિ ભાલણનો સમય ચોક્કસ રીતે નક્કી કરવાનાં સાધનો ન જેવાં જ છે. તેનાં કાવ્યોમાં પણ તે પોતા વિષે કે તેની રચનાના સમય વિષે કાંઈ લખતો નથી. આથી તેના પુત્ર ઉદ્ધવ તથા સિદ્ધપુરના કવિ ભીમનાં કાવ્યો અને દંતકથાઓ ઉપરથી ભાલણ સંબંધી તૂટક તૂટક હકીકત એકત્ર કરવાની જરૂર પડે છે. આ સંબંધમાં પ્રાચીન કાવ્યમાળાના સંપાદન અંગે હકીકત એકત્ર કરવા સ્વ. નારાયણ ભારતીએ આજથી સાઠેક વર્ષ ઉપર ઘણો પ્રયાસ કરેલો હતો. તેમજ પાટણવાસી પ્રાચીન સાહિત્યના રસિક અભ્યાસી શ્રી. રામલાલ ચુનીલાલ મોદીએ ભાલણના વિષયમાં ખૂબ રસ લઈ, પોતાનો આ વિષયનો સ્વાધ્યાય બે પુસ્તિકાઓ દ્વારા આપણી સમક્ષ રજૂ કરેલો છે [1]. છતાં ભાલણના જીવન અને સમય વિષે ચોક્કસ માહિતી હજી સાંપડી શકી નથી.

આગળ આપણે જોઈશું તે પ્રમાણે ભાલણનો સમય વિ. સંવત ૧૪૬૧થી ૧૫૪૫ સુધીનો આંકવામાં આવે છે. [2] તે સમયની ગુજરાતની સ્થિતિ વિષે ઉડતી નોંધ લેવી ઈષ્ટ છે. સં. ૧૩૫૪ (ઈ. સ. ૧૨૯૮)માં ગુજરાતના છેલ્લા રજપૂત રાજાને હરાવીને મુસ્લીમોએ અણહિલપુર પાટણ તથા તે પછી ગુજરાતમાં પોતાની સત્તા જમાવી દીધી હતી. મુસ્લીમ રાજસત્તાના પ્રારંભમાં દિલ્હીથી મોકલેલા સુબાઓ ગુજરાતનું રાજ ચલાવતા હતા પરંતુ સં. ૧૪૫૯માં ઝફરખાને દિલ્હીથી સ્વતંત્ર બની પોતાના પુત્રને નાસિરદ્દીન મહમદશાહ નામથી ગુજરાતનો પહેલો સુલતાન બનાવ્યો. આ શાખામાં મહમદ બેગડો તથા અહમદશાહ એ સુલતાનો ઘણા બળવાન ગણાયા છે. અહમદશાહે સં ૧૪૭૦માં અમદાવાદ સ્થાપી ત્યાં

---

૧. તે પુસ્તિકાઓના નામ "ભાલણ" અને "ભાલણ ઉદ્ધવ અને ભીમ" એવા છે. ૨. ભાલણ ઉદ્ધવ અને ભીમ. પૃ. ૭.

રાજધાની કરી. એટલે ભાલણના બાલ્યકાળમાં જ પાટણ ગુજરાતનું પાટનગર મટી સલ્તનતના એક પરગણાનું કેન્દ્ર માત્ર બની રહ્યું.

તે સમયે વૃદ્ધવિવાહ, કન્યાવિક્રય, સતીનો રિવાજ વગેરે પ્રચલિત હતાં.૩ આજની પેઠે વિભક્ત કુટુંબનો પવન તે વખતે પણ ફૂંકાયેલો હતો એમ કાવ્યો પરથી જણાય છે. ગુજરાતમાં તે વખતે જુદાજુદા ધર્મો ફેલાયેલા હતા. પ્રથમના શૈવ અને જિનમત ઉપરાંત નવા ઇસ્લામનો ઉદય થઇ રહ્યો હતો. મુસલમાન પીરોના મત પ્રત્યે લોકોને આસ્થા હતી. રામાનંદ સંપ્રદાય તે વખતે ગુજરાતમાં પ્રચલિત થયો હોય એમ નરસિંહની હારમાળાના પ્રસંગમાં રામાનંદી ભીમના ઉલ્લેખથી જણાય છે.૪ ભાલણનો સમય ગુજરાતના મુસ્લીમ સુલતાનોની જાહોજલાલીનો સમય હતો. તે વખતના સાહિત્યમાં જૈન ગ્રંથો પણ અનેક મળી આવે છે. તેથી તે સાહિત્ય પણ વિકાસ પામેલું હશે, એમ જણાય છે.

આ અરસામાં નરસિંહ, ભીમ, ભાલણ, ઉદ્ધવ જેવા કવિઓ શાંતિથી સાહિત્યોપાસના તથા ઈશ્વરચિંતન કરી શકતા હતા તે જોતાં તે કાળમાં રૈયતના જાનમાલની, અને વેપારની પૂરી સલામતી હોવી જોઈએ. જામતી સલ્તનત હોવાથી કે ગમે તે કારણે હિંદુ રૈયત ઉપર મુસ્લીમ સત્તાનો ત્રાસ કે અત્યાચાર તે સમયમાં હોવાનું જણાતું નથી. એકંદરે તે સમય ગુજરાતને માટે શાંતિ અને આબાદીનો હોવાનું અનુમાન થાય છે.

સ્વ. નારાયણ ભારતીને ભાલણના ઘરમાંથી જન્માક્ષરનું એક છૂટક પાનું મળી આવેલું તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"संवत १४८२ वर्षे आसो सुदी ४ सुधी उंमर वर्ष २१ मास २ दिन १२."

આ ઉલ્લેખ ભાલણ કવિની ઉંમર વિષે માનીને સ્વ. ભારતીએ ભાલણનો જન્મ સં ૧૪૬૧માં માનેલો હતો.

પણ આ પાનું ભાલણના જ જન્માક્ષરનું છે તે નક્કી કહેવાય નહિ કારણ તેમાં ચોક્કસ નામ ઠામ હતું નહિ. વળી કવિનું ઘર, તે

૩. ભાલણ પૃ. ૫. ૪. એજન પૃ. ૮.

વખતે એક શ્રીમાળીના કબજે હતું તેથી તેના કોઈ પૂર્વજ સંબંધી પણ આ કાગળ હોય એમ માનીને શ્રી રામલાલ મોદી જુદા જ નિર્ણય ઉપર આવ્યા હતા. સંજોગી પુરાવાના આધારે એમણે ભાલણનો અંદાજી સમય લાંબામાં લાંબો સં. ૧૪૯૦થી ૧૫૭૦ સુધીનો માનેલો હતો. ૧. આ સંજોગી પુરાવામાં તેમણે કાદંબરીની ભાષા, નરસિંહનાં પદોની ભાલણમાં દેખાતી અસર વગેરે પર વિચાર કરી નિર્ણય કરેલો હતો. વિષ્ણુદાસે ઉત્તરકાંડ લખ્યો તે વખતે (સંવત ૧૫૭૫માં) ભાલણ હયાત ન હતો એમ માનીને શ્રી. મોદીએ તેના જીવનની મર્યાદા સં. ૧૫૭૦ સુધીની બાંધી હતી.

પરંતુ તે પછી વધુ સંશોધન થતાં શ્રી. મોદીએ પોતાના જૂના અભિપ્રાયમાં થોડો સુધારો કરીને તે અભિપ્રાય "ભાલણ ઉદ્ધવ અને ભીમ" નામની પુસ્તિકામાં પ્રગટ કરેલો છે. [2] તેમાં તેમણે ભાલણને "હરિલીલાષોડશકલા"ના કર્તા ભીમના ગુરુ તરીકે માનીને તેના જીવનકાળ વિષે નિર્ણય કરેલો છે. નવાઈની વાત તો એ છે કે, તે સમય સ્વ ભારતીએ માનેલા ભાલણના જીવનકાળ સાથે મળી રહે છે.

દી. બ. કૃષ્ણલાલ મો ઝવેરીએ ભાલણનો સમય સં. ૧૪૯૫–૧૫૯૫ માનેલો છે. ૩ શ્રી. કનૈયાલાલ મુનશીએ ભાલણનો સમય સં. ૧૪૮૨થી ૧૫૫૬ માનેલો છે પણ તેની ચોકસાઈ વિષે સંશય બતાવેલો છે.[4] શ્રી. કેશવલાલ હ. શાસ્ત્રી ભાલણનો જન્મસમય સંવત ૧૫૧૫થી ૧૫૨૦ આસપાસ માને છે અને તે સં. ૧૫૪૦–૪૫ આસપાસ હયાત હતો એમ નોંધે છે. તેમણે બીજા નળાખ્યાનની પ્રતમાં "પંદરસે પીસતાળીસમાહિ ગાયા નળગુણ ગ્રામજી." એમ ઉલ્લેખ છે તે ખરો માનીને કવિને સં. ૧૫૪૫ આસપાસ હયાત માન્યો છે. ૫.

---

૧ ભાલણ પૃ. ૧૫૫. ૨. સંશોધનનો વિષય પ્રાગતિક હોઇ તેમાં નવાં સાધનો કે પુરાવા મળતા નવો પ્રકાશ પડે, એ વાત સ્વીકારીને શ્રી. મોદીએ યુવાન સંશોધકોને માટે આ પુસ્તિકા વડે સુંદર દાખલો બેસાડયો છે. ૩. ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો પૃ. ૪૧. ૪. Gujarat & Its Literature P. 119. ૫ કવિચરિત ભા. ૧ પૃ. ૧૦૧.

ભાલણના બીજા નળાખ્યાનની નિકૃષ્ટ ભાષા, ઉતરતા પ્રકારનું કવિત્વ વગેરે જોઈને શ્રી. રામલાલ મોદી તેને ભાલણની કૃતિ તરીકે સ્વીકારતા નથી ૧. તેથી બીજા નળાખ્યાનના અંત ભાગની કડીમાં ઉલ્લેખિત સંવત પરથી ભાલણનો સમય નક્કી કરવા તે નિઃશંકપણે નજ પ્રેરાય એ દેખીતું છે. આથી તેમણે જુદી જ રીતે આ પ્રશ્ન હાથ ધરેલો છે.

ભીમે "હરિલીલાષોડષકળા" નામે કાવ્ય સં. ૧૫૪૧માં સિદ્ધપુરમાં રચેલું છે. તેના પ્રારંભમાં નીચેની પંક્તિઓ આવે છે.–

"આવી દ્વિજનઇ લાગુ પાઇ, મઝનઇ કીધું બહુત પસાઇ,
કરજોડી બ્રાહ્મણ વિનવ્યા, સ્વામી મઝ ઉપરિ કરું દયા.
મનમાંહિ ઉત્કંઠા ઘણી, કથા કહેવા કેશવ તણી;
તમ્હારા અનુકંપાથિકી ગાયોસ ગુણ હુ સુતદેવકી.
કથા રખે રહી અધિવચિ માંહિ, પછઇ લોકહસારત થાઈ.
વલતું વચન મહાકવિ કહઇ, 'એ કથા અધવચિ નવિ રહઇ;'
આણી હૃદય વિચાર વિવેક, પૂરવ છાયુ આપું એક.
× × ×
વિપ્રતણું વચન પામીઊં, કરજોડી મસ્તક નામીઊં.
તુમ ઇ જાણી અક્ષર ગુગતિ, પામ્યું કેશવતણી હું ભગતિ"

કવિએ બ્રાહ્મણને પ્રણામ કર્યા. તેમણે કૃપા કરી એટલે મેં હાથ જોડીને વિનતિ કરીઃ "મહારાજ, મારા પર દયા કરો, મને કેશવની કથા કહેવાની ઉત્કંઠા છે. તમારી કૃપાથી હું દેવકીસુત કૃષ્ણના ગુણ ગાઈશ. મારી કથા અધવચે અટકી ન પડે અને હાંસી ન થાય તેવું કરો" એ સાભળીને મહાકવિએ કહ્યુ, "એ કથા અધવચે અટકી નહિ પડે" પછી મને એક પૂર્વછાયો [ દોહરો ] સભળાવ્યો.

વિપ્રનું વચન સાભળી મે મસ્તક નમાવ્યુ. તેથી મને અક્ષર-યુક્તિ–કાવ્યકલા પ્રાપ્ત થઈ અને હું કેશવની ભક્તિ પામ્યો

૧ ભાલણ ઉધ્ધવ અને ભીમ. પૃ. ૩૨–૩૬.

ભીમે સં. ૧૫૪૬માં "પ્રબોધપ્રકાશ"માં પોતાના ગુરુ પુરૂષોત્તમને વેદાન્તપારંગત કહેલા છે વળી તે ગ્રંથના અંતમાં પુરુષોત્તમની ઓળખાણ આ રીતે આપેલી છે:—

"અધીત સકલશાસ્ત્રસિદ્ધાન્ત, પ્રેમ અધિક ઉપરિ વેદાન્ત;
"શ્રી પુરુષોત્તમ તણા પ્રસાદ કીધું એહ કથા અનુવાદ."

ભીમના કાવ્યોમાંના આ ઉલ્લેખો પરથી શ્રી. રામલાલ મોદી નીચે પ્રમાણે હકીકત તારવે છેઃ— [૧] ભીમના ગુરુનું નામ પુરુષોત્તમ હતું. [૨] તે બ્રાહ્મણ હતો. [૩] તેણે સકળશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. [૪] તે વેદાન્તમાં પારંગત હતો. [૫] તે ગુજરાતી ભાષાનો મહાકવિ હતો. ૨.

હવે આ જમાનામાં મહાકવિ જેવી પ્રસિદ્ધી હોય, બ્રાહ્મણ હોય, અને વેદવેદાન્તમાં પારંગત હોય તેવા બેજ પુરુષો પ્રસિદ્ધ છે. એક નરસિંહ મહેતા અને બીજો ભાલણ. પણ નરસિંહ મહેતાનું નામ પુરુષોત્તમ ન હતું તેથી તે ભીમના ગુરુ હોઈ શકે નહિ. હવે ભાલણ સિવાય બીજો કોઈ એવો સમર્થ વિપ્રકવિ, વેદાન્ત તથા સકળ શાસ્ત્રોનો અભ્યાસી તે વખતે ન હતો. વળી ભાલણનું નામ ઉત્તર વયમાં પુરુષોત્તમ મહારાજ હતું એમ તેમની પતરા ઉપરની મળી આવેલી છબીમાં કોતરેલા નામ ઉપરથી સ્પષ્ટ થાય છે. ભાલણનો સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ, પુરાણોનો પરિચય, વેદાન્તજ્ઞાન વગેરે હકીકતો તેનાં કાવ્યોના અભ્યાસ ઉપરથી સિદ્ધ થાય છે. એટલે તે ભીમનો ગુરુ હોવાની જે વાત શ્રી. મોદીએ રજૂ કરેલી છે તે ન માનવા કોઈ કારણ જણાતું નથી.

આ પ્રમાણે ભીમનો ગુરુ ભાલણ ઠરતાં તેનો સમય વિક્રમના સોળમા શતકમાં નક્કી થાય છે. ભીમનાં વચનો ઉપરથી ભાલણના

૨. એજન પૃ. ૨.

અવસાનકાળ સમધી અનુમાન થઈ શકે તેમ છે ભીમ સ ૧૫૪૧ માં રચાયેલી હરિલીલામાં ગુરુના નામનો ઉલ્લેખ કરતો નથી તેથી તે વખતે ગુરુ (ભાલણ) હયાત હશે એમ માની શકાય છે વળી શ્રી મોદી કહે છે તે પ્રમાણે એ કાવ્ય રચતા પહેલાં તે ભાલણનો આશીર્વાદ મેળવવા સિદ્ધપુરથી પાટણ આવે છે તે હકીકત પણ ગુરુની હયાતી બતાવે છે પરતુ સ ૧૫૪૬માં રચેલા 'પ્રબોધ પ્રકાશ' માં ભીમ ગુરુનું નામ જણાવે છે આથી એમ લાગે છે કે તે વખતે ભાલણ હયાત નહિ હોય જીવતા ગુરુનું નામ શિષ્યે પ્રગટ રીતે ન લેવુ એવી આર્યજાતિની રૂઢિ અનુસાર ભાલણ સ ૧૫૪૬માં અગર તે પહેલાં મરણ પામેલો હોવાની વાત સ ભવી પડે છે ૧

સ ૧૫૪૬ પહેલા મૃત્યુ પામનાર કવિનો આયુષ્યકાળ કેટલો ? તે પ્રસિદ્ધ પુરુષ તરીકે-પુરુષોત્તમ મહારાજ તરીકે પ્રસિદ્ધ થયા હતા એમ દંતકથાઓથી પણ જણાઈ આવે છે ભીમ તેના પ્રતે પોતાના કાવ્યમા જે માન બતાવે છે તે જોતાં પણ તેમની ભારે પ્રસિદ્ધિ અને વૃદ્ધ વયનો ખ્યાલ આવી શકે છે લોકોમાં સારી ખ્યાતિ પામનાર કવિ લાબુ આયુષ્ય ભોગવી ગયા હોય એ સભવિત છે આથી તેમની આયુષ્યમર્યાદા લગભગ ૮૦ વર્ષ જેટલી અટકળે માની લેતાં તેમનો જન્મ સવત ૧૪૬૫ આસપાસ આવે તેમ છે પણ સ્વ નારાયણ ભારતીને જડેલા જન્માક્ષરવાળા માગશરની સાલ સ ૧૪૬૧ તેની નજીક જ આવી પહોચે છે એટલે સ ૧૪૬૧ કવિ ભાલણની જન્મસાલ માનવામા નકાર કરવા કાંઈ સબળ કારણ દેખાતું નથી શ્રી મોદી પણ ઉપરનાં કારણોસર તેની જીવનમર્યાદા સ ૧૪૬૧થી સ ૧૫૪૫ સુધીની માને છે ૨

હવે ભાલણના પુત્રો ઉદ્ધવ અને વિષ્ણુદાસના જીવનકાળની કાંઈ હકીકત આ સ્થળે ઉપયોગી થાય એ કે નહિ તે જોઈએ ઉદ્ધવના સમય વિષે તો કાંઈ પ્રમાણભૂત આધાર મળતો નથી સ ૧૫૭૦ સુધી તેની હયાતી શ્રી કે કા શાસ્ત્રી માને છે ૩ તે સાચી હોય—

૧ ભાલણ ઉદ્ધવ અને ભીમ પૃ ૬ ૨ એજન પૃ ૭ ૩ કવિચરિત ૧ ૨૨૭

તો ઉદ્દવ ૬૦ કે ૭૦નું આયુષ્ય ભોગવી મરણ પામ્યો, એમ માનતાં ભાલણની આપણે માનેલી આયુષ્યમર્યાદા સાથે કાંઈ વિસંવાદ ઉભો થતો નથી. વિષ્ણુદાસે ઉદ્દવનું રામાયણ સં. ૧૫૭૫માં પૂરું કર્યું એમ ગણાય છે. એટલે તે તેના ભાઈ કરતાં કંઈક વધુ સમય જીવતો રહ્યો હશે એમ માની શકાય, એટલે તેના અસ્તિત્વની મર્યાદા પણ ભાલણની આપણે માનેલી જીવનમર્યાદા સાથે વિસંવાદી નથી લાગતી.

શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી તેમના કવિચરિતમાં બીજા નળાખ્યાનને ભાલણની કૃતિ માની તેની રચનાનું વર્ષ સંવત ૧૫૪૫ ખરું માને/છે જો આ બીજું નળાખ્યાન ભાલણની છેલ્લી કૃતિ હોય તો આપણે સ્વીકારેલી ભાલણની આયુષ્યમર્યાદા સાથે તે વાતનો કોઈ વિસંવાદ ઉભો થાય નહિ. પણ શ્રી. શાસ્ત્રી તે બીજા નળાખ્યાનને ભાલણની વચલા ગાળાની કૃતિ માને છે તેમના મત પ્રમાણે બીજા નળાખ્યાનની રચના વખતે કવિની ઉંમર ૨૫–૩૦ વર્ષની હોય તેથી તેનો જન્મ સં. ૧૫૧૫–૨૦ની આસપાસ સંભવે. ૧

શ્રી. મોદી તો આ બીજા નળાખ્યાનને ભાલણની કૃતિ જ માનતા નથી, એ આપણે આગળ જોયું તેમની દલીલો પણ વિચારવા જેવી છે. છતાં તે માન્ય ન રાખીએ તો પણ બીજી વખતે લખેલું આ નળાખ્યાન ભાલણે કવિતાસાગરમાં વૃદ્ધપણે ઓટ આવેલી તે વખતમાં ઉતાવળે , લખેલું કેમ ન માનવું ? કવિ પોતે પણ તે વાત જણાવે છેઃ—

" ગુરુકૃપાએ કવિતા સાગરમાં આવે ભરતી ઓટજી " ૨

આમ કવિત્વશક્તિની ભરતીનો ઓટ આવ્યાનું કવિ પોતે જણાવે છે. વળી ઉત્તર વયમાં " નાગર કાજે શ્રમ દુવેળા " કરવો પડ્યો હોય એમ પણ શક્ય છે. એટલે આ કૃતિ કવિની છેલ્લી

---

૧ કવિચરિત. પૃ. ૧૦૦ ૨. બીજું નળાખ્યાન કડવું ૨૮ (જુઓ કવિચરિત પૃ. ૯૯.

કૃતિ માનવામાં તેના પોતાના ઉલ્લેખો જ સહાયભૂત થાય છે. એટલે બીજા નળાખ્યાનની રચનાસાલ ખરી હોય અને તે ભાલણની જ કૃતિ હોય તો પણ તે તેની છેલ્લી અનુગમતી કૃતિ હોય એમ માનવા હરકત નથી.

શ્રી. કે. કા. શાસ્ત્રી એની હાથપ્રતની ભાષાની ભૂમિકાઓ તપાસીને તેને ભાલણની વચગાળાની કૃતિ કહેતા હોય તો તે હાથપ્રતની ભાષાની મોજણીમાં તેમની વધારે પડતી શ્રદ્ધાનું પરિણામ લેખાય એટલે તેને ચોક્કસપણે કવિની વચગાળાની કૃતિ માનવાની વાત ગળે ઉતરે તેવી નથી. ભાલણે પોતે જ બીજી વખત નળાખ્યાન લખ્યુ હોય તો તે પાછળથી જ લખ્યું અને તે પણ કવિત્વની ઓટ આવ્યા પછી, એમ સ્પષ્ટ સમજાય તેવી વાત છે. એટલે સં. ૧૫૪૫ ની આ છેલ્લી કૃતિ ભાલણની પોતાની ગણાય તો પણ આપણે માનેલી તેની આયુષ્યમર્યાદામાં ફેરફાર કરવા કારણ નથી.

આમ વિવિધ રીતે વિચાર કરતાં સ્વ. નારાયણ ભારતીએ કવિ ભાલણની આંકેલી જીવનમર્યાદાને થી મોદી પણ અનુસરે છે અને તે બીજા નવાં સાધનો પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ખોટી માનવા કારણ નથી. એટલે કવિ ભાલણના જન્મનું વર્ષ સં. ૧૪૬૧ [ઈ સ. ૧૪૦૫] તથા મૃત્યુનું વર્ષ સં. ૧૫૪૫ [ઈ. સ. ૧૪૮૯] માની તેમની આયુષ્યમર્યાદા ૫ચાશી વર્ષની ગણવી જોઈએ.

## ૩. જીવનવૃત્તાંત

કવિ ભાલણ પાટણના વતની હતા. પાટણ શહેરના ધીમટા નામે ઓળખાતા વિભાગમાં તેમનું ઘર હતું એમ સાબિત થયું છે એમનું ઘર જે ખડકીમાં હતું તે ખડકીને "કવિ ભાલણની ખડકી"

એવું નામ પાટણ સુધરાઈએ ત્રીસેક વર્ષ પહેલાં આપેલું છે. [૧] સ્વ. નારાયણ ભારતીએ ભાલણનું ઘર પાટણમાં શોધી કાઢ્યું તે પહેલાં તે સિદ્ધપુરનો વતની હતો અને ઔદીચ્ય કે નાગર બ્રાહ્મણ હતો, એમ માનવામાં આવતું હતું. [૨] પણ તેના રચેલા દશમસ્કંધની નીચેની પુષ્પિકા ઉપરથી ભાલણ પાટણનો રહીશ હતો અને મોઢ બ્રાહ્મણ હતો તે વાત સિદ્ધ થાય છે:—

"इति श्रीभागवत महापुराणे दशमस्कंधे बाललीलापदबंध' पाटणनगर मो–ब्राह्मण भालणकृत संपूर्ण."

ભાલણની જ્ઞાતિ સંબંધી પણ મોટો ગૂંચવાડો શરૂઆતમાં હતો. સ્વ. હરગોવનદાસ કાંટાવાળા તેને નાગર માનતા હતા. વળી તેનું ઘર શ્રીમાળીના કબજામાં હોવાથી તેને કોઈ કોઈ શ્રીમાળી બ્રાહ્મણ પણ ગણતા. પરંતુ ઉપર જણાવેલી પુષ્પિકામાં તે પાટણનો રહીશ અને મોઢ બ્રાહ્મણ હતો તે વાત સ્પષ્ટ બતાવેલી છે. પુષ્પિકામાં મો. પછીનો ઢ કાર લોપાઈ ગયો હોય એમ જણાય છે, એ કારણે એ જ્ઞાતિએ મોઢ બ્રાહ્મણ હતો એ સિદ્ધ થાય છે. [૩] ભાલણની કાદંબરીની હાથપ્રત સ્વ કેશવલાલ હ. ધ્રુવને અમદાવાદના માધવપ્રસાદ ઉમિયાશંકર નામના ગૃહસ્થ પાસેથી મળી આવી હતી અને તે ભાઈ ભાલણ કવિના ભાણેજના વંશજ હોવાનું જણાવે છે. તે ગૃહસ્થ ત્રૈવિદ્ય મોઢ [૪] હોવાથી ભાલણને ત્રૈવિદ્ય મોઢ માનવામાં કોઈ સંશય હવે રહેતો નથી. [૫]

---

૧. કવિ લલિતજી પાટણ આવેલા ત્યારે તેમની સૂચના ઉપરથી ભાલણ કવિના ઘરવાળી ખડકીને આ નામ આપવા તજવીજ થયાનું શ્રી. મોદી જણાવે છે. (જુઓ 'ભાલણ'ની પ્રસ્તાવના) ૨. બુદ્ધિપ્રકાશ અગષ્ટ ૧૮૮૫ ૩ ભાલણ પ્ર. ૪૨. ૪. મોઢ બ્રાહ્મણોના છ પ્રકાર છે તેમાં ત્રૈવિદ્ય અને ચાતુર્વેદી (ચાતુર્વિધ) બે મુખ્ય છે. હાલમાં પાટણમાં જે મોઢ બ્રાહ્મણો દવે અવટંકવાળા છે તે ચાતુર્વેદી છે. પણ ભાલણ ત્રૈવિદ્ય હતો એમ માનવામાં આવે છે. ૫. આ હકીકત પાટણના જાણીતા સંશોધક કનૈયાલાલ ભાઈશંકર દવેના મારા પરના પત્રમાંથી લીધેલી છે.

સ્વ નારાયણ ભારતીએ ભાલણના ઘરમાંથી મળી આવેલા કેટલાક કાગળો ઉપરથી તેની અટક ' દવે ' હતી અને પાછળથી ભટ' થઈ હતી એમ જણાવેલું છે. પણ કાદમ્બરી અને મામકી આખ્યાનની પુષ્પિકાઓમાં " ત્રવાડી " અટક જણાવેલી છે તેજ યોગ્ય છે, એમ શ્રી રામલાલ ચુ મોદીનું માનવુ છે ૧ પાટણમાં હાલ મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણો છે તેમની દવે અટક છે પણ તેમની સાથે ભાલણનો કોઈ જૂનો સમ્બન્ધ મળી આવતો નથી. એટલે દવે અને ભટ એ બે જાતની અટકો સશયગ્રસ્ત હોઈ સ્વીકારવા જેવી જણાતી નથી ભટ અને દવે અટકના ઉલ્લેખવાળા સ્વ. ભારતીને મળેલા કાગળો કદાચ તે ઘર જે શ્રીમાળીના કબજે હતુ તેના કોઈ પૂર્વજ સાથે સબન્ધ ધરાવતા હશે એમ શ્રી રામલાલ મોદી જણાવે છે તે વ્યાજબી લાગે છે. ૨

હવે આપણે કવિના નામ સંબંધી વિચાર કરીએ. ભાલણ' એ કવિનું ઉપનામ હતું કે જન્મનુ નામ હતું તેવો પ્રશ્ન ઉઠે છે. આ નામ જરા વિચિત્ર છે. આવાં નામ બ્રાહ્મણોમાં હોતાં નથી. કદાચ કવિએ કવિ તરીકે પોતાનું ઉપનામ ભિલ્હણ, સાયણ, બાણ વગેરે નામો ઉપરથી ભાલણ ગખ્યુ હશે એવો તર્ક પણ દોડાવવામાં આવ્યો છે. ૩ પરંતુ શ્રી. મોદીએ ' ભાલણ ' નામ કવિના જમાનામાં પ્રચલિત હતું એમ લેખી પુરાવાથી સિદ્ધ કરેલું છે. શ્રી. મોદી આ પ્રમાણે કહે છે " તેના સમયમાં ગુજરાતમાં તેવાં નામ પાડવાનો રિવાજ હતો એ સબંધી એક પ્રમાણ મળી આવ્યુ છે. ભાલણના સમકાલીન મહમદ બેગડાના સરદાર અને સુરતનુ ગોપી

---

૧.૨ ભાલણ, ઉદ્ધવ અને ભીમ પૃ ૮ ૩. બુદ્ધિપ્રકાશ ફેબ્રુઆરી ૧૯૦૩માં હરિકૃષ્ણ કે ભટનો લખેલો લેખ.

તળાવ ખોદાવનાર અને ગોપીપરું વસાવનાર ગોપીનાથ [મલીક ગોપી] ના પૂર્વજનું નામ ભાલણ હતું એમ મદાવર્ણન નામના કાવ્ય ઉપરથી જણાય છે.—

મદનમદનિહન્તા શાણુશર્મપ્રહન્તા વ્યજયત વરમન્ત્રી ભાલણો રામસૂનુઃ ॥ શ્લો. ૩૬ ॥

ગોપીનાથના પૂર્વજો વડનગરના નાગર બ્રાહ્મણો હતા. તેથી ઉત્તર ગુજરાતમાં તેવાં નામ પાડવામાં આવતા હતાં એમાં સંશય નથી. આથી કવિનું ભાલણ નામ જન્મનું છે અને પુરુષોત્તમ નામ પાછળનું એ સ્પષ્ટ છે." ૪.

ઉપરોક્ત ભાલણમંત્રીના પિતા રામેશ્વર મૂળ વડનગરના વતની હતા. તે પાછળથી વડનગરની પડતી આવતાં સુરત તરફ ગયેલા અને ત્યાં તાપીતીરે સં. ૧૩૧૦ની આસપાસ સુરત વસાવેલું એમ શ્રી. મોદીની માન્યતા છે. ૫. આ ઉપરથી પાટણની પડોશના વડનગરમાં અને તે પણ નાગર બ્રાહ્મણ કોમમાં, પ્રસિદ્ધ કુટુંબોમાં ભાલણ નામ પ્રચલિત હતું, તેથી આપણા કવિનું જન્મનામ પાટણમાં ભાલણ પડેલું હશે, એમ માનવામાં કાંઈ સંશય રહેતો નથી. કવિના પુત્રો પણ પિતાનો ઉલ્લેખ કરતાં " ભાલણ " લખે છે તે પણ આ વાતને પુષ્ટિ આપે છે.

પણ કવિનું નામ પુરુષોત્તમ હોવાની વાત પણ પ્રચલિત છે. આપણે અગાઉ જોયું તેમ ભીમના " પ્રબોધપ્રકાશ"માં પુરુષોત્તમ વિપ્રનો ઉલ્લેખ થયેલો છે. તેમજ ભાલણની તાંબાના પતરા ઉપર કોરેલી છબી તેના ઘરમાંથી મળી આવેલી છે તેના ઉપરના ભાગમાં पुरुषोत्तम महाराज पाटणना એવા શબ્દો મળી આવે છે. ૬ વળી

---

૪. ભાલણ ઉદ્ભવ અને ભીમ પૃ. ૭ ૫. ભાલણ પૃ. ૪૫. ૬. આ છબીનો બ્લોક કાદમ્બરીના આરંભમાં તથા "ભાલણ" પુસ્તિકામાં પણ છપાયેલો છે. છબી પરના અક્ષરો પાછળથી કોરેલાનું શ્રી. મોદીનું માનવું છે. (જુઓ એજન પાનું ૪૩.)

ભાલણ કવિ લોકોક્તિ મુજબ પુરુષોત્તમ મહારાજ તરીકે પ્રસિદ્ધ હતા તે બધી વાતો વિચારમાં લેતા કવિનું ઉત્તર વયમાં "પુરુષોત્તમ મહારાજ" નામ હતું એમ માનવું પડે છે. વખતે એ વિરક્ત થયા ત્યારથી એ નામ પ્રચારમાં આવ્યું હોય તો નવાઈ નથી. ૧

કવિના પિતાનું નામ હવે મંગળજી દયાળજી હોવાનું સ્ત્ર ભારતીએ જણાવેલું છે પણ તે વિશ્વસનીય લાગતું નથી. કારણ કે કવિની અટક ત્રવાડી હતી, દવે ન હતી. એટલે કવિના માતાપિતાનાં નામો અત્યારે આપણને મળી આવતાં નથી, એમ માનવું જોઈએ. કવિ ભાલણના બાલ્યકાળમાં ગુજરાતનું નવું પાટનગર અમદાવાદ વસ્યું હતું. તેથી કવિની દશેક વર્ષની ઉંમરે પાટણની જાહોજલાલી અમદાવાદ તરફ વહેતી થઈ હશે. છતાં પાટણનું મહત્ત્વ ઘટતાં સહજે દાયકો નીકળી ગયો હોય એમ માનીએ તો કવિનું બાલજીવન જાહોજલાલીભર્યા પાટણમાં વીત્યું હશે એમ માની શકાય. કવિએ ઉત્તમ પ્રકારનો વાત્સલ્યરસ પોતાના કાવ્યોમાં નિરૂપેલો છે. તે જોતાં તેમનાં માતાપિતા બચપણમાં હયાત હશે અને કવિએ માતાપિતાના લાડકોડ પૂરેપૂરા અનુભવ્યા હશે એમ અનુમાન થાય છે.

કવિના બાલ્યકાળ વિષે આથી વધુ માહિતી મળી આવતી નથી. તે જમાનાની ગામઠી નિશાળમાં કવિ ભણેલા હશે અને ત્યાં નામુંઠામું પણ શીખ્યા હશે એમ અનુમાન તેમનાં કાદંબરીમાં તથા નળાખ્યાનમાં દોરેલાં ચિત્રો ઉપરથી થાય છે ૨ કવિએ સંસ્કૃતનો સારો અભ્યાસ કરવા ઉપરાંત સાહિત્યગ્રંથો, પુરાણો અને વેદાન્તનો પણ અભ્યાસ કરેલો હોવાનું તેમના કાવ્યો ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે. ૩ વ્યાકરણશાસ્ત્રનો તેમનો અભ્યાસ પણ ઉત્તમ પ્રકારનો

૧. કવિચરિત પૃ. ૧૦૪. ૨. ભાલણ ઉદ્ધવ અને ભીમ પૃ. ૯-૧૦. ૩. એજન પૃ. ૧૦ તથા ભાલણ પૃ. ૬૯.

હોવાનું જણાઈ આવે છે.૪. તેમણે વ્રજભાષાનો પણ અભ્યાસ કરેલો હતો. કવિએ આ અભ્યાસ ઘણું કરીને નાનપણમાં જ કરેલો એમ માની શકાય. કવિના પિતા સારા વિદ્વાન હતા અને તેમની પાસે કવિએ અભ્યાસ કરેલો એમ પ્રાચીનકાવ્યમાળાના સંપાદકો નોંધે છે. પણ તે માટે કોઈ ચોક્કસ આધાર મળી આવતો નથી.

કવિના બાલજીવન વિષે જેમ ખાસ હકીકત મળી આવી નથી તેમ તેની યુવાવસ્થા વિષે પણ ચોક્કસ માહિતી મળી આવતી નથી પરંતુ કવિ યુવાન વયમાં શાક્ત મતનો દેવી ઉપાસક હતો ૫. અને લોકોમાં અસામાન્ય વિદ્વાન અને સમર્થ વ્યક્તિ તરીકે તેની નામના હોવાનું તેના વિષે જે દંતકથાઓ પ્રચલિત છે તે ઉપરથી જણાઈ આવે છે. એની યુવાવસ્થામાં પણ એ લોકસમૂહથી વિંટાયેલો અને પૂજાતો હોવાની સંભાવના આ દંતકથાઓમાં પડેલી છે. રાજદ્વાર સુધી એ યુવાન કવિની નામના પહોંચી ગઈ હતી એમ પણ દંતકથાઓ જોતાં જણાય છે.

આ દંતકથાઓ સ્વ. ભારતી સને ૧૮૮૭ના અરસામાં પાટણ ગયા ત્યારે એકઠી કરેલી છે. તે સંક્ષેપમાં અત્રે ઉતારી આપવી ઈષ્ટ લાગે છે.

૧. ભાલણ એક દહાડો સવારે લીમડાનું દાતણ ઘસતા ઘરના ઓટલે બેઠા હતા. તે વખતે એક ઉન્મત્ત સાધુએ આવીને તેમને કહ્યું: "તેં મહારાજ અને 'પ્રભુ' પદ ધારણ કર્યું છે તે મૂકી દે અથવા તો પરચો બતાવ." આ સાંભળી શાંત સ્વસ્થ ચિત્તે ભાલણે લીમડાના દાતણની બે ચીરીઓ બનાવી. એક ચીરી ઘરના ચોકમાં નાખી અને બીજી ચીરી રસ્તામાં ફેંકી. પછી તેણે ચોકમાં નાંખેલી ચીરી જમીનમાં ઉભી ખોસવા સાધુને સૂચના કરી. સાધુએ તે પ્રમાણે કર્યું એટલે થોડીવારે તે દાતણની ચીરી નવપલ્લવિત થવા લાગી. જોતજોતામાં

૪. ભાલણ ઉદ્ભવ અને લીમ પૃ. ૧૦. ૫. જુઓ કવિચરિત પૃ.૧૦૫નો આધાર.

તો તે એક વૃક્ષ જેવી બની ગઈ આ લીમડો સંવત ૧૯૦૫ માં પડી ગયેલો અને તે ઘણા માણસોએ જોયો હતો એમ સ્વ. નાગવણ ભારતીને તે પણ ગયા તે વખતે કહેવામાં આવ્યુ હતુ. ૧.

૨ ભાલણ અને તેના બીજા બે ત્રણ મિત્રો દેવીની ઉપાસના માટે હરહંમેશ એકઠા મળતા હતા એકવાર તેમની મહાપૂજાની વાત કોઈ શત્રુએ મ્લેચ્છ અધિકારીને જાહેર કરી. આથી તે અધિકારી ભાલણની પરીક્ષા માટે મહાપૂજા થઈ રહી હતી તે રાતે કહ્યાપૂછ્યા વગર સીધો ભાલણને ઘેર આવ્યો. ભાલણે મહાપૂજાની જે તૈયારી કરી હતી તે યવન અધિકારીએ જોઇ લીધી પછી તે ભાલણની લીલા ઉઘાડી પાડવાનાં ઉદ્દેશથી બોલ્યોઃ "અમે પ્રસાદની આશાથી અહીં આવ્યા છીએ તો પ્રસાદ આપો"

આ સાભળી ભાલણે પાસે પડેલો સીસો હાથમાં લીધો, તેમાં દારૂ જ હતો એમ યવન અધિકારી જાણતો હતો પણ ભાલણે તે સીસો નમાવીને અધિકારીના હાથમાં ધાર કરી ત્યારે તેમાંથી દૂધની ધારા થઇ તે પછી મહાપૂજાના બલી માટે એક વાસણમાં ભરી રાખેલો રૂમાલથી ઢાંકેલો પદાર્થ ખુલ્લો કરી બતાવવા યવનસુબાએ આગ્રહ કર્યો. ભાલણે તુરત રૂમાલ ઉઠાવી લીધો અને તે વાસણમાં જાતજાતના ફૂલોનો ઢગ પડેલો જણાયો. સુબો આ જોઈ આશ્ચર્ય પામ્યો અને તે મનમાં પસ્તાવા લાગ્યો. પછી તે જવા લાગ્યો તે વખતે ક્રોધાતુર બનેલા ભાલણે તેને શાપ આપ્યોઃ "આજથી સત્તરમે દિવસે તુ આ પૃથ્વી છોડી જશે" બરાબર તેજ પ્રમાણે તે મ્લેચ્છ અધિકારી મૃત્યુ પામ્યો.

૩. કોઈ મ્લેચ્છ અધિકારી પાસે રાવ પહોંચી કે ભાલણનીપાસે નેક ખૂબસુરત સ્ત્રીઓ ભેગી થાય છે અને તે તેમની સાથે શ્રીકૃષ્ણની

૧ ફક્ત કબીરની દાતણની ચીરીમાથી કબીરવડ થયાની લોકોક્તિ આ કથા વાચીને યાદ આવે છે.—સંપાદક

દક્ષિણની સુબાગીરી વખતે સં. ૧૬૯૨ થી ૧૭૦૦ સુધીમાં વસાવ્યું હતું એટલે તે શહેરનું ભાલણના વખતમાં અસ્તિત્વ ન હતું. બીજી દંતકથાઓ પણ અતિશયોક્તિ ભરી હોવાનું માનવા હરકત નથી. પણ તે દંતકથાઓ પ્રચારમાં લાવનાર લોકમાનસમાં ભાલણની જે એક અદ્‌ભુત મૂર્તિ અંકાઈ ગઇ હતી તેને ઓળખી લેવા પૂરતી આ દંતકથાઓ આપણને ઉપયોગી નીવડે તેમ છે. દંતકથાઓના ઉદ્‌ભવ માટે પણ કારણો અને કાચીપોચી પણ ભૂમિકા તો હોય છેજ. એટલે આ દંતકથાઓના કથાનકને અક્ષરશઃ વળગી ન રહેતાં તેના તાત્પર્યને ધ્યાનમાં ગણીએ તો ભાલણના જીવન વિષે કેટલુંક વધુ સમજી શકીએ.

મુસ્લીમ રાજની જામતી સત્તાના સમયમાં યુવાન, ઉત્સાહી, ભાલણ કદાચ હિન્દુ ધર્મના પ્રભાવની ચમત્કારિક અસર પરધર્મીઓ પર પાડવા ઉત્સુક થયો હોય અને તેથી તેણે ચમત્કારો બતાવવા મંત્રતંત્રની ઉપાસના આરંભી હોય અને તે પછી આગળ વધી વામમાર્ગ કે શાક્તમતની ઉપાસના પણ કરવા માંડી હોય એમ અનુમાન થાય છે. તેની તરુણાવસ્થામાંજ તેણે સપ્તશતીનો અનુવાદ કરેલો તે પણ આ વાતને ટેકો આપે છે. વળી તેનાં પ્રારંભનાં કાવ્યોમાં રામભક્તિની કાંઈજ છાપ જણાતી નથી. એટલે આપણો યુવાન કવિ તરુણ વયમાં શાક્તમતનો ઉપાસક હતો એમ દંતકથાઓનું તથ્ય પકડતાં પણ સમજાય છે. યુવાનીનો ઉભરો શમતાં શાક્તમતની ઉપાસનાનો ઉત્સાહ કમી થયો હોય અને તે પછી શૈવમાર્ગ જે ગુજરાતી બ્રાહ્મણવૃંદનો સામાન્ય ધર્મમાર્ગ છે તેના ઉપર કવિનું ધ્યાન દોરવાયું હોય એમ લાગે છે. ગમે તેમ હોય પણ ઉત્તરવયમાં તો ભાલણ કવિ રામભક્ત વૈષ્ણવ હતા એમ તેમનાં ઉત્તરવયનાં પદો સ્પષ્ટ ગવાહી આપે છે. આ રામભક્તિનો ઉ[illegible]
નથી તે વાત પણ એટલી જ

ભાલણના ગ્રંથોના શ્રી. મોદી કહે છે તેમ બે વિભાગ પડે છે. [૨] એકમાં "ભાલણ પ્રભુ રઘુનાથ" એમ અંતમાં પોતાના ઇષ્ટદેવનું તથા પોતાનું નામ મુકેલું છે અને બીજામાં તેવું કાંઈ નથી "ભાલણ-પ્રભુ રઘુનાથ 'ની છાપવાળા કાવ્યગ્રંથોની વિદ્વતા તથા કવિત્વ જોતાં તે તેની ઉત્તરવયના ગ્રંથો છે એમ જણાઈ આવે છે. આથી ઉત્તરવયમાં ભાલણે શ્રી. રામચંદ્રની ભક્તિનો સ્વીકાર કર્યો હતો એમ સ્પષ્ટ જણાઈ આવે છે. રામબાલચરિતની ભાવભરી રચના અને તેનાં તથા અન્ય પદોના અંતમાં "ભાલણ પ્રભુ રઘનાથ મારો મુક્તિનો દાતાર" તથા "ભાલણ પ્રભુ રઘનાથ મારો ભવબંધન છોડે " વગેરે ભક્તિભાવભરી પંક્તિઓ જોતાં તેની રામભક્તિની આપણને પ્રતીતિ થાય છે. દશમસ્કંધ અને કૃષ્ણચરિતમાં પણ તેણે દરેક પદને અંતે રામનામનું જ સ્મરણ કરેલું છે તે તેની રામ પ્રત્યેની અનન્ય ભક્તિ દર્શાવે છે. ગોસ્વામી તુલસીદાસજીની પેઠે ભાલણ પણ શ્રીકૃષ્ણને રામ સ્વરૂપે જ નમન કરે છે. જુઓ—" ભાલણજન ગુણગાન કરે સીતાપતિ જાણી." [૩]

આમ ભાલણ ઉત્તરવયમાં રામનો અનન્ય ભક્ત હતો એ વાત સિદ્ધ છે હવે તે રામાનંદી સંપ્રદાયની દીક્ષા પામ્યો હતો કે નહિ તે પ્રશ્ન ઉઠે છે. શ્રી. મોદી તથા રા. કેશવરામ શાસ્ત્રી રામચંદ્ર મોઢ બ્રાહ્મણ તથા મોઢ વણિકોના ઇષ્ટદેવ છે, એમ જણાવી ભાલણની રામભક્તિને સ્વાભાવિક માને છે. [૪] મતલબ કે તે જ્ઞાતિપરંપરાએ રામભક્ત હતો એમ તેમના કહેવાનું તાત્પર્ય જણાય છે. પણ અને ભાલણ પાછળથી રામાનંદ સંપ્રદાયની સંપૂર્ણ અસરમાં આવ્યાનું માનવા કારણ મળે છે. શ્રી. કનૈયાલાલ મુનશી પણ તે પાછલી વયમાં રામાનંદી

૨. એજન પૃ. ૫૩. ૩. દશમસ્કંધ પદ ૧૧૧. ૪. કવિચરિત પૃ. ૬૦૬ તથા ભાલણ પૃ. ૫૩.

થયો હોવાનું માને છે. [5] મોઢ બ્રાહ્મણ તરીકે રામચંદ્રને પોતાના ઇષ્ટદેવ માનીને ભાલણે તેમનું સ્મરણ કર્યું હોત તો તે દરેક ગ્રંથમાં અને કૃતિમાં કર્યું હોત પણ પ્રારંભની કૃતિઓમાં તેવી જાતનું રામ-સ્મરણ બિલકુલ નથી. એટલે કુલપરંપરાએ તે રામભક્ત હતો તે વાત ટકતી નથી.

વળી બધા જ મોઢ રામચંદ્રના ભક્ત છે, એમ કહેવું યથાર્થ નથી. મોઢપુરાણમાં શ્રી રામચંદ્રજીએ મોઢેરામાં યજ્ઞ કરી ત્યાંના બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યાની કથા છે તેથી મોઢ બ્રાહ્મણો તથા વણિકો રામચંદ્રજી પ્રત્યે ભક્તિભાવ રાખે એમ માની શકાય. પણ મૂળ શૈવમતના બધાજ મોઢ બ્રાહ્મણો રામચંદ્રના અનન્ય ભક્ત' નથી બન્યા અલબત્ત, જે બ્રાહ્મણો રામાનંદી બન્યા છે તેજ રામચંદ્રને અનન્ય ભાવથી ભજે છે. ધીણોજના મોઢ બ્રાહ્મણો હાલ પણ રામા-નંદી સંપ્રદાયના અનુયાયી છે. તેઓ રામને અનન્ય ભાવે ભજે છે. [6] પણ બીજા અનેક મોઢ બ્રાહ્મણો—જેમાં આ લખનારનો પણ સમાવેશ થાય છે—રામચંદ્રને નમે, રામમંદિરમાં જાય પણ રામાનંદ સંપ્રદાયના અનુયાયી નથી અને અગાઉ પણ ન હતા. એટલે ભાલણ માત્ર કુલદેવતા તરીકે રામને ભજતો હતો, એમ કહેવું યથાર્થ નથી. તેવી ભક્તિનું સૂચન તેના તમામ ગ્રંથોમાં છે પણ નહિ. માટે તે ઉત્તરવયમાં રામભક્ત થયો હતો અને તેથી તેણે તે સંપ્રદાય પાછળથી સ્વીકારીને રામને અનન્યભાવે પોતાના માન્યા હતા, એમ માનવું વધુ યુક્તિ-પૂર સરનું ગણાશે.

ભાલણ ઉત્તરવયમાં સંન્યાસી થયા હતા કે કેમ તે ચોક્કસ કહી શકાતું નથી. [7] હાલ પાટણથી બે માઈલ દૂર માતરવાડી ગામ પાસે

---

[5] Gujarat & Its Literature p 119 [6] ધીણોજના મોઢ બ્રાહ્મણો "ધીણુજા" કહેવાય છે. [7] ભાલણ પૃ. ૫૬

હરિહરેશ્વરની જગોમાં—પુરુષોત્તમ મહારાજના નામથી ઓળખાતી સમાધ બતાવવામાં આવે છે. શ્રી. મોદી જણાવે છે તેમ તે સમાધની પૂજા દરસાલ અષાઢીપૂર્ણિમાએ પાટણના મજમુદાર કુટુંબ તરફથી થાય છે. પણ તે ઉપર કાંઈ લેખ ન હોવાથી તે વિષે ચોક્કસ અભિપ્રાય બાંધી શકાય તેમ નથી.

ભાલણના ગુરુ પરમાનંદ કે સદાનંદ હોવાનું કહેવાય છે. પણ તે વિષયમાં તેના ગ્રંથોમાં કાંઈ ઉલ્લેખ મળતો નથી. એટલે કલ્પનાના ઘોડા દોડાવવા નિરર્થક છે. ભાલણે મુનાખ્યાનમાં ગુરુનું સ્મરણ કર્યું છે; અને શ્રી. કે. કા. શાસ્ત્રી તે આધારે ભાલણના ગુરુ શ્રીપાત હોવાનું જણાવે છે. તેને તેના ગુરૂ શ્રીપાતની નિકટમાં સમાધિ દેવામાં આવી હતી એમ પણ તેઓ ઉલ્લેખ કરે છે. ૮.

કવિના માતાપિતાનાં નામ મળી આવતાં નથી. પણ તેનું કુટુંબ ઘણું મોટું હોવાનું મનાય છે. તેની પત્ની અને ઘરનાં બીજાં સ્ત્રીજનોનાં નામ મળી આવ્યાં નથી. પણ તેના ઘરનો સ્ત્રીવર્ગ ઉત્સાહી અને સાહિત્યરસિક હોવાનું માનવામાં આવે છે. ૧ આના પ્રમાણ માટે "રૂક્મિણી વિવાહ"ની નીચેની પંક્તિઓ ટાંકવામાં આવે છે :—

"વરઘડ ન જમ્યા; ગોરવ ન હુવો; કોય ન પહોતી ખાંત.

\+ × ×

ગુરુ બ્રાહ્મણ પૂજા નવ પામ્યા; કોતિક કુલ આચાર.
રૂક્મિણીને વિવાહે સંતોખાણો નહિ પરિવાર.
તે માટે વિવાહ વિસ્તારે સતભામાનો ભાખ્યું."

---

૮. ભાલણના પુત્ર ઉદ્ધવના રામાયણમાં તે પિતાનું સ્મરણ કરતા પહેલાં મધુસૂદનાશ્રમ નામના સન્યાસીનું સ્મરણ કરે છે. આથી ભાલણે સન્યાસી બની મધુસૂદનાશ્રમ નામ રાખ્યાની કલ્પના કરવામાં આવે છે પણ તેને બીજો કશો આધાર મળી આવ્યો નથી. ૧. ભાલણ પૃ. ૫૬.

કોઈની પરવા રાખે નહિ એવો; સાધારણ રીતે ગંભીર પણ પ્રસંગવશાત ટીખળી ખરો; વાણીમાં સ્પષ્ટ પણ છટા નહિ; મનનો મેલો નહિ; તેમ મોઢે આવ્યું બકી નાંખે એવો ફમઅક્કલનો પણ નહિ; એકરંગીને અટંકી પણ એકલપેટો અને આડો નહિ; વિદ્વાનોમાં માન મૂકાવે પણ કોઈના ઉપર છાપ પાડે તેવા ભવ્ય વ્યક્તિત્વવાળો નહિ; પાછલીવયમાં સાચા દિલનો ભક્તરાજ." [1].

આમાં થોડું ઉમેરણ કરતાં કહીએ કે, તે વત્સલ પિતા, પ્રેમાળ પતિ અને કુટુંબીજનોનો ઉદાર વડીલ તથા શિરછત્ર હશે શિષ્યો માટે તે જ્ઞાની, ઉદાર અને અનુભવી ગુરુ હશે; ગુરુ પ્રત્યે ભક્તિવાળો, શત્રુ પ્રત્યે સમભાવવાળો અને મિત્ર પ્રત્યે નિર્મળ સ્નેહવાળો ભાલણ તેના યુગના પાટણમાં ખરેખર એક નરરત્ન જ ગણાતો હશે.

*ભાલણનો વ્યવસાય–ઉદરનિર્વાહ માટેના ધંધા વિષે કાંઈ જાણ*વામાં આવતું નથી. તેના વિષે લખનારાઓએ પણ તે બાબતની સ્પષ્ટતા કરી જણાતી નથી. તેથી અત્રે તે વિષે બે શબ્દો લખવા જરૂરી છે. વિદ્વાન બ્રાહ્મણ તરીકે ભાલણનો વ્યવસાય પઠનપાઠનનો હશે એમ લાગે છે. તેના પિતાએ તેને ભણાવેલો એ વાત કદાચ ખરી હશે અને તેણે પોતાના બેઉ કવિપુત્રોને શિક્ષણ આપ્યાની વાત આપણી આગળ પડેલી જ છે. તે જોતાં ભાલણના કુટુંબનો પઠન-પાઠનનો વ્યવસાય હોઈ શકે, એમ માની શકાય. શિષ્યોને ભણાવવા ઉપરાંત કથાવાંચનનો વ્યવસાય પણ હોવાનું અનુમાન થાય છે. આ બધી પૂર્વવયની વાત થઈ. ઉત્તરવયમાં તો ભાલણ "પુરુષોત્તમ મહારાજ" તરીકે પૂજાતા હતા અને તેમનો મોટો શિષ્યસમુદાય હશે એમ જણાય છે. પાછળથી એમની ગાદીની પણ પૂજા થતી હશે.

### ૪ ભાલણની કૃતિઓ

ભાલણના યુગના બીજા કોઈ કવિની કૃતિઓ ભાલણની કૃતિ-

1. ભાલણ પૃ. ૭૩–૭૪.

એના જેટલી મોટી સંખ્યામાં મળી આવી નથી. તેની જે કૃતિઓ અત્યાર સુધીમાં મળી આવી છે તેના પ્રગટ અને અપ્રગટ એવા બે ભાગ પાડી જોતાં નીચે પ્રમાણે હકીકત પ્રાપ્ત થાય છેઃ—

### પ્રગટ કૃતિઓ

૧. શિવભીલડી સંવાદ. [અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક માસિક (ઈ. સ. ૧૮૮૫) અને બૃહત્ કાવ્યદોહન ભા. ૧ લામાં પ્રગટ] ઈ. સ. ૧૮૯૦.

૨. સપ્તશતીઃ–પ્રાચીનકાવ્ય ત્રિમાસિક (૧૮૮૭) અને બૃ. કાવ્યદોહન ભાગ ૫. (૧૮૯૫).

૩ બીજું નળાખ્યાનઃ–પ્રાચીન કાવ્યમાળા અં. ૧૧ (૧૮૮૯). બૃહત્ કાવ્યદોહન ભા. ૫. (૧૮૯૫) બે નળાખ્યાન (૧૯૨૪).

૪. રામબાલચરિતઃ–પહેલાં પંદર પદ પ્રાચીન કાવ્યમાળા અં. ૧૧ (૧૮૮૯). પદ ૪૦ બૃહત્ કાવ્યદોહન ભા. ૧ આવૃત્તિ ૭ મી (૧૯૨૫). ૧૫ પદ બૃ. કાવ્યદોહન ભાગ. ૬ઠ્ઠામાં.

૫. દશમસ્કંધઃ–રાવ બહાદુર હ. દ્વા. કાંટાવાળા (૧૯૧૫).

૬. કાદંબરી (પૂર્વભાગ)–દી. બ. કેશવલાલ હ. ધ્રુવ (૧૯૧૬).

૭, મામકી આખ્યાનઃ–બુદ્ધિપ્રકાશ (ફેબ્રુઆરી અને ૧૯૨૭).

૮. ધ્રુવાખ્યાન–સાહિત્ય માસિક (૧૯૨૩).

૯. પહેલું નળાખ્યાનઃ–શ્રી. રામલાલ ચુ. મોદી (૧૯૨૪). આની બીજી જૂની પ્રત મળી છે તેનો કેટલોક ભાગ શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ બુદ્ધિપ્રકાશ (જાન્યુઆરી-માર્ચ ૧૯૪૨) માં પ્રગટ કરેલો છે.

૧૦ જાલંધર આખ્યાનઃ–ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (૧૯૩૨).

૧૧. કૃષ્ણવિષ્ટિઃ—ચાર પદ, શ્રી. રામલાલ ચુનીલાલ મોદી. (સને ૧૯૪૪) " ભાલણ ઉદ્ધવ અને ભીમ " નામની પુસ્તિકાના પરિશિષ્ટ તરીકે.

૧૨. દ્રૌપદીવસ્ત્રાહરણઃ—થોડોક અંશ પ્રાચીન કાવ્યસુધાના ૩જા ભાગમાં છપાયો છે.

અપ્રગટ કૃતિઓ

૧. કાદંબરી (ઉત્તરભાગ):— ગુ. વર્નાક્યુલર સોસાયટીમાં સં ૧૬૯૨ની હાથપ્રત સંગ્રહેલી છે.

૨. મૃગી આખ્યાનઃ—શ્રી. રામલાલ ચુનીલાલ મોદી પાસે સં. ૧૭૭૮ ની હાથપ્રત ઉપલબ્ધ છે

૩. રામવિવાહ (સીતાવિવાહ):—ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાં સં. ૧૮૫૦ની પ્રત છે

૪. દુર્વાસા આખ્યાનઃ—ગુ વ સોસાયટીમાં આનાં ૩૬ કડવાંની પ્રત છે.

૫. રામાયણઃ—શ્રી. કે. કા. શાસ્ત્રી કવિચરિતમાં આ કૃતિનો ઉલ્લેખ કરે છે. હાથપ્રતની માહિતી આપેલી નથી.

ભાલણની બધીજ કૃતિઓ એક સરખા સત્ત્વ વાળી નથી. નળાખ્યાન અને કાદંબરી તથા રામબાલચરિતનાં પદો સર્વશ્રેષ્ઠ મનાય છે. બીજી કૃતિઓ તેનાથી ઉતરતી ગણાય છે તેની કૃતિઓના ગુણવત્તા પ્રમાણે નીચે પ્રમાણે ત્રણ વિભાગ પડી શકે—

૧. સર્વશ્રેષ્ઠઃ—૧. કાદંબરી ૨ પદેનું નળાખ્યાન. ૩. દશમસ્કંધ ૪. રામબાલચરિત.

૨. મધ્યમ— ૧. રામવિવાહ ૨. ધ્રુવાખ્યાન. ૩. મૃગી આખ્યાન. દ્રૌપદી વસ્ત્રાહરણ ૫ કૃષ્ણવિષ્ટિ.

૩ સામાન્ય – ૧ શિવભીલડી સંવાદ ૨ સપ્તશતી ૩ જાલંધર આખ્યાન ૪, મામકી આખ્યાન ૫ બીજું નળાખ્યાન ૬. દુર્વાસા આખ્યાન

શ્રી કે કા શાસ્ત્રી કાદમ્બરી તથા નળાખ્યાનને કવિની શ્રેષ્ટ કૃતિઓ તરીકે વર્ણવતાં લખે છે એની પાસે બીજી સર્વ કૃતિઓ ઝાંખી પડી જાય છે બેશક એ અનુવાદો છે, છતાં એણે પોતા તરફથી એ અનુવાદને માત્ર અનુવાદ ન થવા દેતાં કાવ્યને ઉત્કૃષ્ટ ગુણોથી યુક્ત કરી બતાવ્યા છે ' ૧

ભાલણની કૃતિઓ પૈકી દશમસ્કંધ, રામબાલચરિત અને કૃષ્ણવિષ્ટિ તથા નળવિવાદ એ ઉત્તરવયની કૃતિઓ હોવાનું જણાય છે. બીજી કૃતિઓ અને કાદમ્બરી પણ તેની પૂર્વવયમા લખાયાનું જણાય છે બીજું નળાખ્યાન ભાલણની કૃતિ નથી એમ માનવા પૂરતાં કારણો છે છતા એ ભાલણની જ કૃતિ ઠરે તો તે તેની અંતિમ કૃતિ –કવિતાની ઓટ વખતની કૃતિ ગણવા જેવી છે

ભાલણની શ્રેષ્ઠ કૃતિઓ વિષે ટૂંક વિવેચન પણ આ સ્થળે કરવું આવશ્યક છે નોંધી પ્રથમ કાદમ્બરી" લઈએ "કાદમ્બરી" એ ખરેખર ભાલણની વિજયપતાકા સમાન છે એણે એ કઠિન ગ્રંથનો અનુવાદ ગુજરાતી પદબંધમાં એવો તો સરસ રીતે કર્યો છે. કે, તે જોઈને અત્યારના વિદ્વાનો પણ તેની તારીફ કરી રહે છે. સ્વ. કેશવલાલ ધ્રુવ લખે છે ' એણે નવું કાદમ્બરીનો ભાષાબંધ રચી એની પ્રતિબિંબિત રસિકતાની પીછાન આપી છે, એના શ્રોતાની રસિકતાની ખ્યાતિ વધારી છે અને ગુજરાત તથા ગુજરાતીનું ગૌરવ વધાર્યું છે ' ૨

---

૧ કવિચરિત ભા ૧ લો પૃ ૬૬૧ ૨ "કાદમ્બરીની પ્રસ્તાવના પૃ ૩.

પણ ભાલણે માત્ર પ્રતિનિર્માણશક્તિ નથી બતાવી. ઘણે સ્થળે તો એણે મૂળના તર્ક અને ભાવમાં એવો સુંદર ફેરફાર કર્યો છે કે, બાણકવિ પોતે ગુજરાતમાં જન્મે તો તે ભાલણને અભિનંદન આપ્યા વગર રહે નહિ. નવા અલંકારો અને નવા ભાવો જ્યાં જ્યાં ભાલણે યોજ્યા છે ત્યાં ત્યાં તે કાવ્યના ભૂષણરૂપ બની ગયા છે. વિસ્તાર-ભયે ભાલણે કાદંબરીના મૂળ ભાવ અને અલંકારોમાં કેવી જાતના ફેરફાર કરેલા છે તેનાં એક બે ઉદાહરણ જોઈ આગળ ચાલીશું.

કાદંબરીમાંના બાણના અલંકારનં સાદશ્યતાને ભાલણે તેના અનુવાદમાં એક સ્થળે તેની પરાકાષ્ટાએ કેવી રીતે પહોંચાડી છે તે જોઈએ. બાણની મૂળ કલ્પના આ પ્રમાણે છેઃ-

अपरशशिशङ्कया नक्षत्रमालयेव हारलतया कृतमुखपरिवेशम् ।

આ કલ્પનામાં કવિએ મોતીની માળાને નક્ષત્રમંડળની અને મુખને ચંદ્રની ઉપમા આપી છે. પરંતુ મૂળની આ કલ્પનામાં મુખ-રૂપી ચંદ્રનું લાંછન કયું તે જણાવ્યું નથી. પણ ભાલણે પોતાના અનુવાદમાં તેની સ્પષ્ટતા ખૂબીપૂર્વક કરેલી છે. જુઓઃ-

"મુક્તા માલાઇ મુખ શોભિ જાણિ ઉડગણિ ઇન્દુ !
"ઉપમા જાણી કલકકલા ઇમ કુંકુમતિલક સુબિન્દુ !"

આમાં લલાટમાંના કંકુના ચાંલ્લાને મુખચંદ્રના લાંછ-નની ઉપમા આપી ભાલણે અપૂર્વ ચાતુર્ય બતાવેલું છે.

બાણની બીજી એક કલ્પના આ પ્રમાણે છે.-

मुहुर्निगलितांशुकसम्भ्रमद्विगुणीकृतभुजयुगलपारतपयोधरतया दत्तालिंगन-सहेव ।

ઉત્તર ભારતમાં સ્ત્રીઓ બહાર જતાં ચાદર ઓઢે છે, તેનો એક છેડો સભ્રમથી ખસી જતાં પયોધર ઉપર હાથની અદબ વાળી રાખવી પડે છે. તે અદબની છટા જાણે આલિંગનની સંજ્ઞા હોય એમ કવિ કલ્પના કરે છે.

પણ ગુજરાતમાં આવી ચાદર સ્ત્રીઓ ઓઢતી નથી. અહીં ભાલણ ન તો બાણનું અંધ અનુકરણ કરે છે, વા ન તો આ સુંદર ભાવને જતો કરે છે. આવો મનોહર અલંકાર અને ભાવ જતો કરવાને બદલે ભાલણ તેનું ગુજરાતીકરણ કરી મૂળમાં નહિ તેવા મનોહર અંશો ઉમેરી આપે છે. જુઓઃ–

" જંભા ખાઈ મુખિ કર ધરિં; ઉઢણું શિરથી ઉતરિ !
સાન જાણિ આલિંગનની પયોધરિ પાછું ધરિ !"

ભાલણે ગુર્જરનારીના પોષાકને અનુરૂપ કલ્પના કરી. તેણે માથેથી સાડીનો છેડો ખસી જાય અને પયોધર ઉઘાડું થાય તે વખતે તે ફરી ઢાંકવાની નારીસુલભ મનોહર ભંગીને પકડી લીધી છે ને તે પ્રમાણે ફેરફાર પોતાના અનુવાદમાં કરેલો છે. વિશેષમાં તેણે બગાસું આવતાં મોઢે હાથ ધરવાની ક્રિયાને સુંબનની સંજ્ઞા તરીકે ઘટાવી મૂળની કલ્પનાને વધુ મનોહર રીતે પુષ્ટ બનાવી છે.

આ સિવાય વાત્સલ્યભાવના અનેક પ્રસંગો મૂળમાં નહિ તેવા પોતાના ભાષાંતરમાં ઉમેરીને ભાલણે બાણની કાદંબરીને આપણે માટે વધુ મનોહર, વધુ રસપ્રદ અને છતાંય વધુ સરળ બનાવી છે.*

વળી આ ભાષાંતર તેણે એ વખતે કરેલું છે કે, જે સમયે હિંદની લગભગ તમામ પ્રાંતીય ભાષાઓનું સાહિત્ય ધર્મવિષયક જ રચાતું હતું. તેવે વખતે ધર્મને બાજુએ રાખી કેવળ ઉચ્ચ સાહિત્યકૃતિનો આસ્વાદ આપવા ભાલણે બાણની કાંદબરીને ગુજરાતી અવતાર આપ્યો. જગતની તમામ ભાષાઓમાં એનો પદ્યાત્મક અનુવાદ પહેલવહેલો ગુજરાતીમાંજ થયો છે, એ આપણે માટે અભિમાન લેવા જેવી વાત છે.

* ઉપર જણાવેલા ઉદાહરણો તથા કાદંબરીના અનુવાદની બીજી વિશેષતાઓ માટે જુઓઃ ભાલણ, ઉદ્ધવ અને ભીમ, પૃ. ૩૮–૩૯.

\ કાદંબરીનો અનુવાદ આપણા સાહિત્યમાં નિ:શંક ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી ચૂક્યો છે અને બીજા અનુવાદકોને માટે તે એક દૃષ્ટાંતરૂપ થઈ પડેલ છે. /

ભાલણનો દશમસ્કંધ વાત્સલ્યરસની બાબતમાં તો મહાકવિ પ્રેમાનંદના દશમસ્કંધને પણ પાછળ મૂકી દે છે. ભાલણ વાત્સલ્ય-રસનો અજોડ કવિ છે. એ રસમાં તેની સ્પર્ધા બીજા ન કરી શકે. એટલે દશમના બાલચરિતમાં તેની કવિત્વશક્તિ સારીપેઠે ખીલે એ દેખીતું છે. તેવી જ રીતે "રામબાલચરિત" જે ભાલણની શ્રેષ્ઠ પદાવલી છે તેમાં પણ તેણે વાત્સલ્યનો મહાનદ વહેવડાવ્યો છે. એ રસમાં એને માત્ર ગુજરાતનાજ નહિ બલ્કે હિંદભરના કોઈ પણ સમકાલીન કવિઓ ટક્કર મારી શકે તેમ નથી. એ બેઉ કૃતિઓમાંનાં વાત્સલ્ય-રસના નિર્ઝર જેવા એક બે પદો જોઈને જ આપણે સંતોષ માનવો પડશે.

જશોદા ઉદ્ધવને કૃષ્ણનું પોતે કરેલું લાલન કરી સંભળાવે છે તે પંક્તિઓ જુઓ:-

"ઉદ્ધવ કહેજો, ઉદ્ધવ કહેજો, દેવકીને એક વાતરે;
પુત્ર તણાં સુખ ભોગવ્યાં, હવે તમે થાઓ માતરે,
ખોળે બેસી મેં ધવરાવ્યો, હસતું વદન મેં દીઠું રે;
એ સુખ તો તમે નથી પામ્યું, અમૃતપેં અતિ મીઠું રે.
કરે કરી નવનીત માગતો, પ્રેમે કરતો લાડરે;
એ સુખ તો તમે નથી દેખવું, જે હિયે ગાળો હાડરે.
આંખ આંજતી ને તિલક કરતી, વહાલો જાતો નાસીરે,
એ સુખ તો તમે નથી દેખવું, જે કરવત મૂકો કાશીરે. ૧

જશોદામાતાનાં આ સંભારણાંમાં માતૃહૃદયની વત્સલ ભાવના કેવી ઉછાળા ભરેલી છે ! બાળકની પજવણી માતાને કેવી મીઠી લાગે

૧. દશમસ્કંધ પદ. ૨૮૬.

છે તે માતૃહૃદય જ જાણી શકે કે પછી કોઈ કવિ ભાલણ જ તે સમજી ને સમજાવી શકે.

બાલસ્વભાવનું કવિનું નિરીક્ષણ વિસ્મય પમાડે તેવું છે. બાળકની નિર્દોષ લીલા એ એવી તો સ્વાભાવિક રીતે પોતાના કાવ્યમાં ઝડપી લે છે કે, જાણે આપણે તે નજરે જોતા હોઈએ એમ લાગે છે. જુઓ:–

"હાલ્વે ખરડ્યો કૃષ્ણજી રૂવે માતા આવીને કર લુવે.
પુનરપિ પંક માંહે કર મૂકે, બાલ બિહાવતાં બહુ ઝબૂકે;
ધાવતાં ધીર થઈ હારજ તોડે; આંજતાં આંખનાં કાજળ ચોળે,
એક કહે હરિને, હાઉ આવે ! ધ્રૂજતો જઈ માતાને ધાવે"[૨]

રામબાલચરિતમા પણ બાળલીલાનાં અને વાત્સલ્ય ભાવનાં આવાંજ મનોહર ચિત્રો હાથ ચઢે છે. રામબાલચરિતનાં ૪૦ પદો અત્યાર સુધીમાં મળી આવેલાં છે. રામચંદ્ર સીતાના સ્વયંવરમાં શિવના ધનુષ્યને ચાપ ચઢાવવા ઉભા થાય છે ત્યાં સુધીનો કથાભાગ આ પદોમા આવે છે છેવટનું પદ પણ અધુરૂ છે. એટલે આ સુંદર પદ વલી આપણને અધુરી જ મળી છે પણ જેટલું મળ્યુ છે તેટલું અપ્રતિમ છે રામબાલચરિતના જેવો વાત્સલ્યરસ ગુજરાતી સાહિત્યમા તો નથી જ અને અન્ય ભાષામાં પણ વિરલ હશે સંસ્કૃત સાહિત્યમા પણ એ રસ આટલે દરજ્જે ખીલેલો હોવાનું જણાતું નથી. માતૃ-હૃદયના ભાવોનું નિરૂપણ ભાલણે જેવું સુરેખ રીતે કર્યું છે તેવુ તો કોઈ કુશળ માતા પણ કદાચ ન કરી શકે. આ પુસ્તકમા ભાલણનાં રામબાલચરિતના તથા કૃષ્ણલીલાનાં પદો આપેલાં છે તેથી તે પદોના વધુ ઉતારા ન આપતા એક બે મહત્ત્વનાં પદોનો નિર્દેશ કરીનેજ સંતોષ માનીશું.

---

[૨] ર. જોન પદ. ૩૪. ૩. ભાલણ પૃ. ૩૪૨.

બાલગામની બાળચેષ્ટાઓનુ સુંદર વર્ણન જુઓઃ–

"નેત્રસરોજ અંજાવતાં દોડી દૂર પ્રભુ જાય,
કાજળ ખરડી રે આંગળી જનની અતિરે અકળાય.
માતા! આંખ અંજાવીએ, નૌતમ! દુઃખે નહિ નેણ.
આંખથી આદિત્ય ઉપન્યા માનુ મિથ્યા છે વેણ
પાએ ઉરાડે રેણુકા; માતા મન ધરે રીસ.
એ રજ શિવજી શોધે સદા, વિરંચી ચઢાવે શીષ."
મહેલો માંહે કુસ્તી કરે, કુંઅર દોડયા રે દોડય
હોડે ચડયા હારે નહિ, જોવા સરખી જોડય.
ખાંતે ખોળામાં ખેલતાં, વળી વળી કરે પયપાન.
ભાલણ પ્રભુ રઘુનાથજી ઓળખ્યા અંતરની માંહ્ય."

(પદ ૩૦ મુ)

धन्यास्तदगरजसा मलिनीभवन्ति। એ કાલીદાસના સુપ્રસિદ્ધ ભાવને પણ વિસારે પાડે એવાં ભવ્ય–મનોહર ચિત્ર ભાલણે ખડાં કર્યા છે. "પાએ ઉરાડે રેણુકા; માતા મન ધરે રીસ" એ પંક્તિમા કેટલા બધા ભાવો ભરેલા છે! બાળકની પગવડે ધૂળ ઉડાડવાની સ્વાભાવિક ચેષ્ટા, માતાની કૃત્રિમ રીસ, એ રીસની પાછળ રસગસ વહેતો વાત્સલ્યભાવ વગેરે આપણી નજર સમક્ષ ખડાં થાય છે. અને એ પછીની પંક્તિઃ "એ રજ શિવજી શોધે સદા, વિરચી ચઢાવે શીષ" એ રજ કેવી લોકોત્તર છે, એને માટે શિવ, બ્રહ્માદિક પણ કેવા તલસે છે એમ ખ્યાલ આપે છે. એમાથી બે અર્થ ઘટાવી શકાય; એક લૌકિક અને બીજો અલૌકિક. લૌકિક અર્થ કાલીદાસની धन्यास्तदगरजसा...વાળી ભાવનાને વ્યક્ત કરે છે, અને નિર્દોષ બાળકના પગની રજ ભવભલા જોગીજોગેશ્વરોને પણ દુર્લભ છે એમ વ્યંગ્યાર્થ એમા રહેલો છે. અલૌકિક અર્થમા એ રજને લોકોત્તર અને માનવજન્મને સફલ કરનારી માની, જગોદા માતાના મહાભાગ્યની પ્રશંસા કરેલી છે. એ પ્રસંશા પણ વ્યંગ્યાર્થ દ્વારાજ સૂચિત કરેલી હોઈ, કાવ્યનો આત્મા ધ્વનિ અહી ભાલણની વાણીને વશવર્તી બની ગયેલો જણાય છે. ૨

---

૨. काव्यस्यात्मा ध्वनिः। એવો ધ્વનિકારનો મત કાવ્યશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે

બાલરામ ચાલતાં શીખે છે તેનું મનોહર વર્ણન નીચેના પદમાં જોવા મળે છે:-

"દેવ ડગલાં ભરે પ્રભુ પગલાં ભરે. ટેક.
ડગમગ કરતા ડગલાં ભરતા રમતા રાજકુમાર,
લથડતા સિંહાસન પકડે બ્હીતા અપરંપાર...દેવ.
સિંહાસન મુકાવે રાજા, છુટા રખાવે હસ્ત;
થરથર ધ્રૂજે કાંઇ નવ સૂઝે, ઝાલી રહે છે વસ્ત દેવ.
આકૃણીએ વળી ઉભા થાયે, અચાનક બેસે;
વશિષ્ટ કહે છે, શું વર્ણવું, નારાયણ નરવેશે!" દેવ.
× × (પદ ૭ મુ.)

ડગુમગુ થતા બાળકની બધી ચેષ્ટાઓ આમાં આબેહૂબ વર્ણવેલી છે લથડિયા ખાતા બાલરામ ગબડી પડવાનો ભય લાગવાથી સિંહાસન પકડી લે છે. દશરથ રાજા બાળકનો ભય ભાગવા સિંહાસન છોડાવી દઈ હાથ છૂટા રખાવે છે. એથી રામચંદ્ર ધ્રૂજવા લાગે છે ને જે હાથ આવે તે ચીજ આધાર માટે પકડી લે છે. ભાલણે બાલચેષ્ટાનું કેટલું બારીક અવલોકન કરેલું હશે તે આ વર્ણન ઉપરથી સમજાઈ જશે આખા જગતના આધારરૂપ રામચંદ્રજી બાલરૂપ બની લથડિયાં ખાતા ખાતા કૃત્રિમ આધાર શોધે છે, એ લીલા કેટલી ગહન અને આશ્ચર્યજનક છે!

વળી આ મનોહર પદ જુઓ:-

"રામ રંગે રીઝે કૌશલ્યાકુમાર રામ રંગે રીઝે. ટેક
છમછમ કરતાં છેડા પલાળે, પાણીડાં ઢોળે;
ચંચળ ચતુરા હૃદયે ચાંપી, બેસાડે ખોળે રામ.
કર ગ્રહી લાવે કૌશલ્યા, મ્હેલે પડશાળે,
ગોત્રજમાનો ઘૃતદીવડો, તે મુઠીમાં ઝાલે. રામ.
દીવડો મેલાવી કૌશલ્યા, મણિ કરમાં આલે,
મણિ લઇને મુખમાં મેલે, દેવ નલે સાળે રામ.

મુખિના લાવે શેલડી, તે બાલકને ભાવે,
કટકા લઇ કોરાણે મુકે, પાળી લઇ ચાવે. રામ.
ઘૂઘરા ઘમકે તેથી ચમકે, ઉતાવળા ચાલે,
કર તણી કોમળ આંગળીઓ, તે ચણિયારે ઘાલે. રામ.
ઘૂઘર ઘસે ખડખડ હુસે,–ક્રોધ કરે માતા,
બાળપણાને બલિહારી જાય, શંકરને વિધાતા. રામ.
અતિ આકળી થઇ માતા, લઈ બારણીએ બેસે.
રાગ તણા મસ્તાના મહગળ, વચ્ચે જઈ પેસે. રામ
અતિ અડપલા કુંઅર આપણા, કહો દિન કયમ જાશે!
ભાલણ પ્રભુ રઘુનાથજીને, બાંધે પ્રેમતણે પાશે. રામ.
( પદ ૬ ઠું )

બાલરામને પાણીમાં છમછબિયાં કરતા તથા કપડાં પલાડતા દેખી કોઈ ચંચળ નારી ઉમળકાથી તેડી લઈને વહાલથી છાતીએ ચાંપે છે એ દશ્ય કેટલું બધું સ્વભાવિક દોરાયેલું છે ! તેવીજ રીતે ઘીનો દીવો પકડવાની બાલચેષ્ટા, મણિને મુખમાં મેલી ચમળવાની ક્રિયા અને શેલડીના કકડા પડતા મેલી પાળો (છરી) મોંમાં ઘાલી ચાવવાની બાલપ્રવૃત્તિનું ચિત્ર ભાલણે એટલી કુશળતાથી દોરેલું છે કે તેના બાલસ્વભાવના આવડા ઉંડા નિરીક્ષણ માટે તેને ધન્યવાદ આપ્યા વગર રહેવાતું નથી વળી આંગળીઓ કમાડના ચણિયારામાં ઘાલી દેવાની નિર્દોષ બાલચેષ્ટા શ્રી રામચંદ્રમાં આરોપીને તો ભાલણે હદજ કરી નાંખી છે ! કૌશલ્યા માતાની મીઠી વ્યાકુળતા–અકળામણ પણ કવિએ મનોહર રીતે સૂચિત કરેલી છે.

ભાલણનું પહેલું નળાખ્યાન તેની સર્વશ્રેષ્ઠ કૃતિઓ પૈકીનું એક ગણાય છે કારણકીની પેઠે ભાલણે તેમાં પણ મહાભારતના નળાખ્યાનનો માત્ર અનુવાદ ન કરતાં 'નૈષધીય ચરિત' અને "નલચમ્પૂ" જેવા ગ્રંથોનો આધાર લીધેલો જણાય છે. વળી ઠેકઠેકાણે તેણે પોતાની મૌલિક કલ્પનાઓ દાખલ કરી આખ્યાનની સરસતા વધારેલી છે. નળના સ્વરૂપના વર્ણનમાં ભાલણ એક અપૂર્વ કલ્પના રજૂ કરે છે જુઓ:—

"ચંદ્ર સૂરજ પાખએ કુંડાળું થાએ છે વરસાતે,
તાંહાં કલ્પના-મહાકવિને મને એહવી આવી વાત.
નળના તેજ રૂપીઓ સૂરજ, જશ રૂપે શશી દેખી,
બ્રહ્મા સાચું જૂઠું જોઇ, અંતર ગતિ ઉવેખી.
જમ નામું જૂઠું જાણીને વણિક લઇને વાળે,
ત્યમ વિધાતા જૂઠા જાણી રવિ શશીને કુંડાળે."

આમાં છેલ્લી બે પંક્તિઓ ધ્યાનપાત્ર છે. જેમ વાણિયો નામાની રકમ વસુલ આવી જતાં તે જૂઠી માનીને તેની આજુબાજુ કુંડાળું કરીને વાળી નાંખે છે, તેમ નળના તેજરૂપી સૂર્ય અને યશરૂપી ચંદ્રને જોઈને બ્રહ્માને પોતાના રચેલા સૂર્યચંદ્ર જૂઠા લાગવાથી તે તેમની આસપાસ જાણરૂપી કુંડાળું કરે છે. વાણિયાના દેશીનામાની આ રીત નજરમાં રાખીને તેને આમ કાવ્યમા અલંકારરૂપે યોજવાની ભાલણની શક્તિ ખરેખર તેના માટે અનહદ માન પેદા કરાવે છે.

પ્રેમાનંદના નળાખ્યાન કરતાં ભાલણના નળાખ્યાનના અમુક ભાગો ચારુતર છે એની વિસ્તૃત ચર્ચા શ્રી. મોદીએ કરેલી છે. ઔચિત્યની દૃષ્ટિએ ભાલણનું નળાખ્યાન પ્રેમાનંદના કરતા વખતે ચઢી જાય, એમ તેઓ જણાવે છે.* પણ આ બધી ભાલણના પ્રથમના નળાખ્યાનની વાત છે. તેનું બીજું નળાખ્યાન ઘણું ઉતરતા પ્રકારનું છે. શ્રી. રામલાલ મોદી બીજું નળાખ્યાન ભાલણનું નથી એમ માને છે. પ્રાચીન કાવ્યસાહિત્યના જાણીતા સંશોધક શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાને પડેલા નળાખ્યાનની એક જૂની હાથપ્રત મળી આવી છે. બીજા નળાખ્યાનના કર્તૃત્વ સમંધી તેમને પત્રથી પૂછતાં તેઓ પણ એ બાબતમાં શ્રી. મોદીના મતને મળતા થાય છે. શ્રી. મોદી બીજું નળાખ્યાન ભાલણનું ન હોવા વિષે નીચે પ્રમાણે કારણો આપે છે :—

* ભાલણ પૃ. ૧૦૨-૧૦૩.

(૧) આ આખ્યાનની એક પણ હાથપત મળતી નથી. (૨) ભાલણે તેના કોઈ પણ કાવ્યમાં રચ્યાસંવત જણાવેલો નથી અને આમાં જણાવ્યો છે પણ તે સાથે માસ, તિથિ અને વાર નથી; એટલે તે સંશયગ્રસ્ત લાગે છે. (૩) ભાલણ પોતાના છૂટક પદોના અંતે "ભાલણ પ્રભુ રઘુનાથ" લખે છે, પણ કોઈ આખ્યાનમાં કડવા નીચે તેમ લખતો નથી. છતાં આ આખ્યાનમાં તેવું લખેલું મળી આવે છે. (૪) વળી આ ભાલણના નામોલ્લેખવાળી પંક્તિ આ કાવ્યમાં બંધબેસતી ન થતાં છૂટી પડી જતી હોય તેમ જણાય છે. (૫) કેટલાક નિરર્થક શબ્દો આ કાવ્યમાં પ્રાસ બેસાડવા પૂરનાજ મૂકયા છે. ભાલણ આવું કરે નહિ. (૬) ઘણા શબ્દો ખોટા અર્થમાં યોજવામાં આવ્યા છે (૭) કેટલાંક શબ્દનાં પ્રાચીન રૂપો બનાવટી મૂકેલાં જણાઈ આવે છે. (૮) પહેલા નળાખ્યાનની અસર જેમ અનુગામી કવિઓ ઉપર થયેલી છે તેમ આ બીજા નળાખ્યાનની અસર થયેલી જણાતી નથી. એટલે તે ભાલણે રચેલું નહિ હોય. [૧]

શ્રી. કે. કા. શાસ્ત્રી બીજા નળાખ્યાનનું કર્તૃત્વ ભાલણનું જ માને છે. [૨] પરંતુ તે "ભાલણ પ્રભુ રઘુનાથ"ની છાપ ધરાવે છે તે સિવાય બીજું સબળ કારણ તેઓ આપતા નથી. આથી તેમનું કથન શ્રી. મોદીની ઉપરોક્ત દલીલો જોયા પછી ગળે ઉતરતું નથી.

### ૫ ભાલણની કવિતાનું મૂલ્યાંકન

ભાલણની કવિતાના સ્થાન અને તેના ગુણદોષ વિષે વિચાર કરતા પહેલાં તેની કાવ્યકૃતિઓની તેના અનુગામી કવિઓ પર કેવી ને કેટલી અસર થઈ તે તપાસી લેવાની જરૂર છે. એ તપાસ કરતાં કરતાં જ આપણે તેની કૃતિઓના મૂલ્યાંકન તરફ પહોંચી જઈશું. સાથે સાથે તેના પુરોગામીઓની તેના પર કેવી અસર હતી તે પણ જાણવું જોઈએ.

૧. ભાલણ, ઉદ્ધવ અને ભીમ પૃ ૩૨-૩૬. ૨. કવિચરિત પૃ. ૯૮ની પાદટિકા.

વસતવિલાસકારની અસર ભાલણ ઉપર હોવાનુ શ્રી રામલાલ મોદીએ નોંધેલુ છે વસતવિલાસકારના દુહાના શબ્દો તથા વિચારો ભાલણમાં ઉતરેલા સ્પષ્ટ રીતે જોઈ શકાય છે " વસતવિલાસ "નો ૪૨મો દુહો જુઓ —

" સકલ કલા તુ નિશાકર! શા કરે સહરિ સતાપ !
અમલા મ મારિ કલંકિ! શંકી હુવઇ પાણુ "

આ દુહાની અસર ભાલણના નળાખ્યાનની નીચેની પક્તિઓમા જણાય કે સરખાવો.—

"ઇન્દુ આવી જયાને અડે છે નિર્લજ થઇ,
કલંકી શુ કરે નહિ, જે લાજ તો તારી ગઇ."

આવી જ રીતે " વસતવિલાસ "ના ૬૨મા દુહામા " અધર જિસ્યા પરવાલ" એમ ઉપમા આવે છે તે ઉપમા તે જ શબ્દોમાં ભાલણે દશમસ્કધમા નીચેની પક્તિમાં ઉતારી છે —

" ચચલવયણી, શશિધરવયણી, અધર જશાં પરવાલ "

" વસતવિલાસ " ની રચના ઈ સનના ૫દરમા શતકના આરભમા થયાનું શ્રી કેશવલાલ હ ધ્રુવ માને છે, [1]એટલે ભાલણના બચપણમા અગર કદાચ તેના જન્મ પહેલા વસતવિલાસની રચના થએલી હશે વસતવિલાસની પ્રત સવત. ૧૫૦૮ની ઉતારેલી મળે છે. તે જોતા તેનો ભાલણના સમયમા સારી પેઠે પ્રચાર થયાનું માની શકાય એટલે તે મનોહર શૃગારકાવ્યની અસર ભાલણ જેવા રસિક કવિ ઉપર પડેલી હોય એ માનવા સરખુ છે

સં ૧૨૭૧ આસપાસ રચાયેલા " સમરરાસુ " મા પણ ભાલણ ના સુપ્રસિદ્ધ બધ " સુણિસુદરી " અને ગિહિલિ કુણિ કરી " નાં મૂળ મળી આવે છે એટલે તેની અસર પણ ભાલણ ઉપર હોવાનો તર્ક

1 પ્રાચીન ગુર્જર કાવ્યની પ્રસ્તાવના પૃ. ૧૪.

કરી શકાય છે. [૨] પણ ભાલણ ઉપર સૌથી વધુ અસર તો નરસિંહ મહેતાની થયેલી છે, એમ બતાવી શકાય. નરસિંહ મહેતાની કૃષ્ણલીલાને લગતાં પદોમાં ભાલણના દશમસ્કંધના પદોના જેવાજ ભાવ અને શબ્દો મળી આવે છે.

નરસિંહ મહેતાનો સમય ઈ. સ. ૧૪૧૫ થી ૧૪૮૧ સુધીનો માનવામાં આવે છે. પણ મહેતાની ભક્ત તથા કવિ તરીકેની પ્રસિદ્ધિ તેમના જીવન દરમ્યાન જ ચારેબાજુ થઈ ચૂકી હતી, એમ માનવા કારણો મળી આવે છે. એટલે તેના પદોની અસર પાટણનિવાસી ભાલણ ઉપર થવાનું કદાચ માનવા સરખું છે. * પ્રાચીન સાહિત્યના જાણીતા સંશોધક શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા પણ ભાલણને "નરસિંહ મહેતાનો લઘુવયસ્ક સમકાલીન (Junior Contemporary)" હોવાનું જણાવે છે. [૩] એક મહાન ભક્તરાજ અને કીર્તનકાર તરીકે નરસિંહ પૂર્વવયમાંજ ગુજરાત આખામાં પંકાઈ ગયો હતો અને તેનાં પદ-કીર્તન ભાલણે પણ સાંભળ્યાં હશે, એટલે તેની અસર ભાલણ ઉપર હોવાનું કલ્પી શકાય છે. નરસિંહનાં અને ભાલણનાં નીચેના પદની પંક્તિઓ સરખાવી જોવાથી આ અસરનો ખ્યાલ આવી શકશે.

નરસિંહઃ— ૧ મીઠડા બોલા મોહનજી ! તમો માખણ સાકર લીજે રે.
૨ દૂધ કઢી માંહી સાકર ભેળી માહારા વાહાલાને પાઉં રે.
૩. ચોળીના બંધ વછૂટયા, અધર અમૃત રસ પીધો રે,
સેજ તણુ સુખ કહ્યું નવિ જાએ, જે પિયુજી પ્રેમ ધરી રે.

ભાલણ— ૧. મીઠડા માવજી ! મારે મંદિર આવો રે,
પ્રેમે પીરસુ પરમાનંદ ! કૂર ને દૂધ શીરાવો
૨ દૂધ કઢ્યુ લઉ નિજ ઘેરથી, સમ દઈની પાઉ
૩ હરિ સામું જોવતાં મારી ચોળી તણી કસ તૂટીજી

---

૨ કવિચરિત પૃ. ૧૨૪. ૩. પ્રો. સાંડેસરાના સંપાદક પરના પત્રમાંથી આ હકીકત લીધી છે.

* નરસિંહ મહેતાના સમય વિષે વિદ્વાનોમાં મતભેદ છે. શ્રી. મુનશી વગેરેનો મત સાચો હોય તો ભાલણ કદાચ નરસિંહનો પુરોગામી ગણાય (જુઓઃ આ પુસ્તકનો ઉપોદ્ઘાત)

પછે વાત હું શી કરું ! મે લાજે નવ કહેવાયજી.

વળી ભાલણનું દશમસ્કંધમાંનું " કહેરે મને કામિની ! તું કાં શ્વાસ ભગણીછ !" એ પંક્તિવાળું પદ અને નરસિંહ મહેતાનું પદ " સાંભળરે તું સજની મોરી રજની કેઇ પેરે રમીએજી " એકબીજાને ભાવ અને, શબ્દરચનામાં બહું જ મળતાં આવે છે. તેમા પણ નરસિંહની ભાલણ પરની અસર જણાઈ આવે છે. [1]

આ ઉપરાંત ભાલણ રચિત " કૃષ્ણવિષ્ટિ " માં " પાંચાલીની પ્રાર્થના " નામક નરસિંહ મહેતાના અપ્રગટ પદની અસર જોઈ શકાય છે [2] પાંચાળીની પ્રાર્થનાનું આ પદ આ પુસ્તકના પરિશિસ્ટ ૨ માં આપવામાં આવેલું છે તે કૃષ્ણવિષ્ટિના પદો સાથે સરખાવી જોવાથી આ વાત સ્પષ્ટપણે સમજાશે

આમ ભાલણ ઉપર તેના પુરોગામીઓની અસર જણાઈ આવે છે. હવે ભાલણની અસર તેના અનુગામી કવિઓની કૃતિઓ ઉપર કેવી રીતે થઇ છે તે સક્ષેપમાં જોઇએ. સૌથી પહેલાં મહાકવિ પ્રેમાનંદનું નામ યાદ આવે છે. એટલે કાલક્રમ પડતો મૂકી તેમના પરની ભાલણની અસરનો સૌ પહેલાં વિચાર કરીએ. પ્રેમાનંદ જેવા સમર્થ કવિ ઉપર ભાલણની અસર હોય તો તે ઘણી મહત્ત્વની ગણાય તે દષ્ટિએ પણ તેનો પ્રથમ વિચાર કરવો જોઇએ. હંસના મુખમાં પ્રેમાનંદે દમયતીનું મનોહર વર્ણન નળાખ્યાનમાં મૂકેલુ છે. તેમાં આ સુંદર પંક્તિ આવે છેઃ—

" ઈંદુમાં બિંદુ બિરાજે જાણે ઉડગણ સોમ." [3]

આ સુંદર કલ્પના પ્રેમાનંદે ભાલણમાંથી ઝીલી છે એમ શ્રી. મોદી જણાવે છે. [4]ભાલણની તે કલ્પના કાદંબરીમા નીચેની પંક્તિઓમાં મળી આવે છેઃ—

---

૧ આ બે પદ તુલના માટે પરિ. ૩મા આપેલા છે અને દયારામની પંક્તિઓનું સામ્ય પણ તેમાં બતાવેલું છે. ૨ " પાંચાળીની પ્રાર્થના "નું પદ આ ગ્રંથના સંપાદકે પ્રથમ " બુદ્ધિપ્રકાશ "માં છપાવ્યુ હતુ. ૩. નળાખ્યાન કડવુ [illegible]મુ. ૪. ઉદ્ધવ ભાલણ અને ભીમ પૃ. ૩૮ની પાદટિકા જુઓ.

"મુક્તા માલાઇ મુખ શોભિ જાણિ ઉડુગણિ ઇન્દુ !
ઉપમા જાણિ કલંકકલા ઇમ કુંકુમતિલક મુબિન્દુ !"

ભાલણની આ કલ્પનાની અપૂર્વતા આપણે આગળ ચર્ચી ચૂક્યા છીએ એટલે તે વિષે અહીં વધુ લખવા કારણ નથી. હવે ભાલણના દશમસ્કંધની પ્રેમાનંદના દશમસ્કંધ ઉપરની અસર તપાસીએ. બે કવિઓના દશમની નીચેની પંક્તિઓ સરખાવોઃ—

ભાલણ — ૧ એક કરે હરિને હાઉ આવે, પ્રૂજતો જઈ માતાને ધાવે.
૨. પૂછ ગ્રહીને વછનું ઉભા થાયે આપ.
૩, મુખ ઉપર રોગળો એક દૂધનો નાંખી ચાલીઓરે.

પ્રેમાનંદ—૧. એ કરડવા આવ્યા હાઉ રોતો ટપ ન્હે
૨. વછ તણાં પૂછ રહાય, તણ્યો હરિ ચાલે
૩. રહાવા જાઉ તો આંખ મ્હારીમાં કોગળો દૂધનો છાંટ્યો

આ ઉપરથી ભાલણના ભાવ અને શબ્દરચનાની અસર પણ પ્રેમાનંદ ઉપર થયાનું જણાઈ આવે છે. ભાલણના નળાખ્યાનની પણ આવી અસર પ્રેમાનંદના નળાખ્યાનમાં જણાઈ આવે છે. [૫] વળી ભાલણે પોતાની કાદંબરીમાં દોહાના બંધમાં વિવિધતા આણી વિષમપદને છેડે "સુણિ સુંદરી" અને સમપદને છેડે "ગિણિગિણિ કુણિ કરી" એમ ઉમેરી મનોહર પદ રચનાનો એક પ્રકાર પ્રસિદ્ધમાં આણ્યો છે જુઓ —

"ઉન્મત્તે ! ઉતાવલો ! સુણિ સુંદરી,
ઊઠ્યું આપ સંભાલિ, ગિણિગિણિ કુણિ કરી ?
ચલટ મુખપરિ લટકતી, સુણિ સુંદરી,
કરિ કરી પાછી વાલિ, ગિણિગિણિ કુણિ કરી ?
ચંદ્રલેખા ચકિત થ‌ઇ, સુણિ સુંદરી,
કાં પડી આખડી આજ? ગિણિગિણિ કુણિ કરી !

૫ ભાગ ૫. ૧૧૮.

ઉપહાર કુસુમ કરિથી ગિર્યા, સુણિ સુંદરી,
દર્શન કરવા કાજિ! ગિહિલિ કુણિ કરી !"

(કાદંબરી પૃ. ૫૮.)

આ પદ્ધતિની પદરચનાનો તે પછી નાકરે વિરાટપર્વમાં ઉપયોગ કરેલો મળી આવે છે. જુઓઃ—

"રાય યુધિષ્ઠિર બોલીઆ સુણો સુંદરી રે!
તું મા આણીશ દુઃખ લગાર, ગેહેલી કોણે કરી રે ?
પછી અમો એને મારશું, સુણો સુંદરી રે!
આંહીથી ચાલીશું તેણી વાર ગેહેલી કોણે કરી રે!

વળી વિશ્વનાથ જાનીએ " કુંવરબાઈના મામેરા " માં પણ " સુણ સુંદરી " અને " ઘેલી કોણે કરી " એ ધ્રુવકડી વાપરેલી છે. એટલે તે બેઉ કવિઓ ભાલણની આ " ધ્રુવકડી " તરફ આકર્ષાયેલા અને તેથી તેમણે તેનું અનુકરણ કર્યાનું જણાઈ આવે છે. પ્રેમાનંદ ઉપર નાકર વગેરેની અસર હોવાનું આ અગાઉ સિદ્ધ થયું છે.[૧] એટલે નાકર વગેરેની મારફતે અગર સીધા ભાલણનું જોઈને પ્રેમાનંદે પણ ભાલણની આ આકર્ષક ધ્રુવકડી અપનાવી લીધી છે. જુઓઃ—

"પછે સુદામાજી બોલિયા, સુણ સુંદરી રે,
શી કહું હું શિખામણ, ઘેલી કોણે કરી રે?
જે નિર્મ્યું છે તે પામિયે, સુણ સુંદરી રે,
વિધિએ લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે!

(સુદામાચરિત્ર કડવું ૪)

આમ આપણે જોયું કે ભાલણની આ ધ્રુવકડીની અસર નાકર, વિશ્વનાથ અને પ્રેમાનંદ સુધી પહોંચીને લોકપ્રિય થઈ પડેલી છે. પ્રેમાનંદના માર્કંડેય પુરાણમાં ભાલણનો ઉલ્લેખ પણ મળી આવે છે

૧. જુઓ બ. કાવ્યદોહન ગ્રંથ ૮ની અંબાલાલ બુ. જાનીએ લખેલી પ્રસ્તાવના.

એટલે તેણે ભાલણની કૃતિઓ જોયેલી હોવી જોઈએ. [2] મેઘરાજ તથા નયસુંદર નામના જૈન કવિઓનાં લખેલાં નળાખ્યાનોમાં પણ ભાલણના નળાખ્યાનની અસર પડેલી છે એમ શ્રી મોદી જણાવે છે. [3] દયારામ જેવા રસિક કવિ ઉપર તો ભાલણની અસર થયા વગર નજ રહે. એની "સાંભળ રે તું સજની" વાળી પ્રસિદ્ધ ગરબી ભાલણના અનુકરણ રૂપે હોવાનું જણાઈ આવે છે. તેની તુલના પરિશિષ્ટ ૩ માં કરી બતાવી છે, એટલે અહીં વધુ લખવાની જરૂર નથી. એની બાળલીલા અને દાણલીલામાં પણ ભાલણની અસર સ્પષ્ટપણે જોઈ શકાય છે. શ્રી કેશવલાલ ધ્રુવ તો દયારામે ભાલણની દશમલીલાનો પોતાની વાણીમા ઉદ્ધાર કર્યાનું જણાવે છે. [4]

આમ ભાલણની કૃતિઓની ચિરંજીવ છાપ તેની અનુગામી સાહિત્યકૃતિઓ પર પડેલી જણાઈ આવે છે. તેના ભાવ, કલ્પના, પદ્ધતિ અને શબ્દરચના સુધ્ધાત બીજા કવિઓને સૈકાઓ સુધી અનુકરણીય થઇ પડયા છે, એ ભાલણની કાવ્યકૃતિઓની નાનીસૂની સિદ્ધિ ન લેખાય.

ભાલણની કવિતા સાદી, મીઠી, લલિત અને પ્રસાદયુક્ત છે તેના રામબાલચરિતનાં તથા દશમસ્કંધનાં પદો જોવાથી આ વાતની પ્રતીતિ થશે. પણ તેની કવિતાશૈલી સાદી અને લલિત હોવા છતાં અર્થગૌરવવાળી અને ગભીર છે; મિતાક્ષરી હોવા સાથે ચોટદાર અને ધારી છે. તેમાં શબ્દચમત્કૃતિનો ખાસ ઝળકાટ નથી, કૃત્રિમ ઓપ નથી છતાં તે હૃદયને વહાલી લાગે છે. ભાલણની કવિતામા કરુણ, શૃંગાર અને વાત્સલ્યરસ સારી પેઠે ખીલેલા છે. અપ્રમત્ત, તે નવે રસોમાં યથેચ્છ વિહાર નથા કરી શકતો પણ તેણે વાત્સલ્યરસની જે સૃષ્ટિ

૨. એ ઉલ્લેખ આવી રીતે છે.—"બાલણ, માધવ, દેવસૂરિ, વળી કબુધી તળને એક એમણે દેવીમહાત્મ્ય પ્રાકૃત કર્યાં, ખરો અર્થનો ખરો વિવેક" પણ આ પુરાણ પૂરેપૂરું પ્રમાન હતુ રચેલુ હોવા વિષે શકા બતાવવામા આવે છે.
૩. ભાલણ ઉદ્ધવ અને ભીમ પૃ. ૪૭.
૪. જુ. બીજી સાહિત્યપરિષદના પ્રમુખનું ભાષણ.

ખરી કરી છે, તે ગુજરાતનાજ નહિ પણ હિંદના બીજા પ્રાંતોના સાહિત્યમાયે વિરલ ગણાય તેવી છે બાલહૃદયનું અને ચેષ્ટાઓનું તાદૃશ વર્ણન કરવામા અને માતાના વાત્સલ્યને ઘણુંજ હૃદયગમ ચિત્રો દ્વારા પ્રગટ કરવામા આપણા સાહિત્યમાં તો ભાલણ આજપર્યંત એક અને અજોડ રહેલો છે

वाक्यं रसात्मकं काव्यम्। [२] એ વિશ્વનાથના કથન અનુસાર ભાલણની કવિતા રસની દૃષ્ટિએ કસવામાં આવે તો પણ ઓછી ઉતરે એવી નથી જો કે તે બધા રસોમા સરખી કુશળતા બતાવી શકતો નથી પણ તેણે વીર, શૃંગાર કરુણ, હાસ્ય અને વાત્સલ્ય એટલા રસોની જમાવટ તો કરેલી જ છે સપ્તશતીમાં અને દશમસ્કંધના રુક્મિણીહરણમા તેણે વીરરસનો પરિચય કરાવેલો છે [૩] રામબાલચરિતમાં ચતુર નાવિક સાવ મૂરખ જેવો બની રામને નાવમાં બેસાડવાની ના પાડે છે અને રામના પગની રજથી પોતાનું નાવ સ્ત્રી રૂપ બની જાય એમ ભય વ્યક્ત કરે છે તે પ્રસગ ભાલણના હાવકા હાસ્યનું ઉદાહરણ પૂરુ પાડે છે મૂળ વાલ્મિકી રામાયણમાં આ પ્રસગ નથી, એટલે તે ભાલણની પોતાની કલ્પના હોઈ વધુ ધ્યાનપાત્ર બને છે પ્રેમાનંદના શૃંગારની બરોબરી કરે એવો શૃંગારરસ ભાલણનો હોવાનું શ્રી મોદી જણાવે છે, [૪] અને તે ખોટુ પણ નથી નળાખ્યાન અને કદબરીના કાદબરીના અવલોકનથી આ વાતની પ્રતીતિ થશે.

કરુણરસ જમાવવામાં ભાલણની કલમ ખરેખર અજોડ ગણાય તેવી છે “ભાલણના દમયંતીના વિલાપ આગળ પ્રેમાનંદના એ વિલાપ લૂખા લાગે છે દશમમાં નન્દ યશોદાના હૃદયવિદારક કલ્પાંતની જોડમા મુકાય એવુ પ્રેમાનંદનું નાગદમનનુ કાવ્ય છે × પ્રેમાનંદ હૃદયની ઓછી લાગણીથી પણ મોટા ચાહે રડે છે પરંતુ ભાલણ હૃદયના ઊંડા ભાગથી ધરાયેલો ધીમે ધીમે આક્રંદ કરે છે, પણ આંખ-

---

[૨] જુઓ साहित्यदर्पण।

[૩] ભાલણ પૃ ૧૩૭ ૧૩૮ [૪] એજન પૃ ૧૩૯.

માંથી ચોધારે આંસુ ચાલે છે." [1] મતલબ કે પ્રેમાનંદના કરુણના નિરૂપણમાં હૃદયના આવેગ કરતાં શબ્દકલા અને ગોઠવણી મુખ્ય ભાગ ભજવે છે, જ્યારે ભાલણમાં ફિગ્નો ઉંડો ભાવ એના સ્વાભાવિક રૂપે પ્રગટી નીકળે છે. ભાલણમાં ભાવોદ્રેક મુખ્ય છે જ્યારે પ્રેમાનંદમા શબ્દરચના મુખ્ય અને ભાવોદ્રેક ગૌણ બની ગયેલો જણાય છે.

પણ ભાલણની ખરી વિશિષ્ટતા અને મહત્તા તો એના વાત્સલ્ય રસના નિરૂપણમાં રહેલી છે અને માટે એનો દશમસ્કંધ અને રામબાલચરિત અવલોકવા જેવાં છે. એ રસનું ભાલણનું નિરૂપણ અવલોકનાર કાવ્યરસિક જરૂર એમ કહી શકશે કે, વાત્સલ્ય એ કોઈ ભાવ નથી પણ વિભાવ અનુભાવ આદિથી પરિપુષ્ટ રૂપે વ્યંજિત થનારો એક આસ્વાદયોગ્ય 'રસ' છે. ભાલણ આપણા સાહિત્યમાં બીજું કંઈ નહિ તો કેવળ તેના વાત્સલ્યરસના નિરૂપણ માટે પણ અજોડ સ્થાનનો અધિકારી બની બેઠો છે. એનું એ સ્થાન લેનાર બીજો કવિ હજુ સુધી તો પાકયો જણાતો નથી.

મમ્મટાદિક કાવ્યશાસ્ત્રના આચાર્યોએ નવજ રસ ગણાવી વાત્સલ્યરસને "પુત્રવિષયક રતિભાવ" કહીને તેની ગણના રસમાં ન કરતાં 'ભાવમાં' કરેલી છે. રત્યાદિ સ્થાયી ભાવો જ્યારે વિભાવાદિકથી પુષ્ટ બનેલા ન હોય ત્યારે તે 'ભાવ' કહેવામાં આવે છે વળી દેવતા, ગુરુ, મુનિ, રાજા, મિત્ર અને પુત્ર વગેરે જ્યારે રતિનું આલંબન બને છે ત્યારે 'રતિ' વિભાવાદિકથી પુષ્ટ હોય કે ન હોય તો પણ તે 'ભાવ' સંજ્ઞા પામે છે. [2] પણ 'વાત્સલ્ય'ને રસ માનવાથી પ્રાચીન પરિપાટીનો ભંગ થાય એટલુંજ વિરોધનું કારણ મારી નજરમાં આવે છે જો દેવ, ગુરુ, ઈશ્વર, મિત્ર, પુત્ર, વગેરે દરેક પ્રત્યેની રતિને જુદાજુદા રસો તરીકે ઓળખવામાં આવે તો રસોની સંખ્યા ઘણી મોટી થઈ જાય અને તેથી નવ રસની સ્થિર થએલી પરિપાટીમાં

1. ભાલણ પૃ. ૧૪૦. ૨ આ વિચારો સંપાદકના અપ્રકટ "કાવ્યચિંતામણિ" ના રસખંડમાંથી ઉતારેલા છે.

મરણ થઈ જાય એ ભયથી વાત્સલ્યને રસમાં ન ગણવા આગ્રહ થયો હોય એમ હું માનું છું. પણ રસોનું વૈવિધ્ય જ એવું છે કે એક રસનાં અનેક નામ થયાં છે અને હજીએ થવાનાં જ એમાં શંકા નથી. માટે આવા કારણથી દેવવિષયકરતિને પણ માત્ર ' ભાવ ' સંજ્ઞા નહિ આપતાં ' ભક્તિરસ ' તરીકે સ્વતંત્ર રસ ગણવા આગ્રહ થાય છે *

---

* હિંદી ભાષાના જાણીતા અલંકારશાસ્ત્રી શ્રી. કનૈયાલાલ પોદ્દાર " ભક્તિરસ " ના અંગીકાર વિષે નીચે પ્રમાણે લખે છે " દેવવિષયકરતિ અથવા ભક્તિરસને સાહિત્યાચાર્યોએ ' ભાવ ' સંજ્ઞા આપેલી છે. ભક્તિરસને શૃંગારરસ કહેવાય નહિ કેમકે શૃંગારની વ્યંજના તો કામીજનોના હૃદયમાં પ્રગટી શકે છે. શૃંગાર શબ્દના યૌગિક અર્થમાંથી પણ આ વાત સ્પષ્ટ થાય છે. પણ ભક્તિને સ્વતંત્ર રસ ન માનવો એ એક પ્રાચીન પરિપાટી માત્ર છે. વાસ્તવિક રીતે બીજા રસોની પેઠે તમામ રસોત્પાદક સામગ્રી ભક્તિરસમાં પણ છે જેમકે ભક્તિરસના આલંબન ભગવાન શ્રી રામ કૃષ્ણ વગેરે છે. શ્રીમદ્ભાગવત વગેરેનું શ્રવણ ઉદ્દીપન છે અને તે રોમાંચ, અશ્રુપાત આદિ દ્વારા અનુભવગમ્ય અને હર્ષ ઔત્સુક્ય આદિ વ્યભિચારી ભાવો દ્વારા પરિપુષ્ટ થાય છે

' रसो वै सः । '

' रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति । '

आनन्दोह्येव खल्विमानि भूतानि जायन्ते ।

आनन्देन जातानि आनन्दं प्रयन्त्यभिसंविशन्ति । '

ઈત્યાદિ શ્રુતિવચનો દ્વારા જે બ્રહ્માનંદ ઉપર જ રસનું રસત્વ અવલંબિત હોવાનું તમામ સાહિત્યાચાર્યો માને છે તે બ્રહ્માનંદથીયે અધિક, જે ભક્તિજન્ય આનંદ ભક્તજનોને થાય છે તેને સ્વતંત્ર રસ ન માનવો અને ક્રોધ, શોક, ભય, જુગુપ્સા વગેરેની વ્યંજનાને ' રસ ' સંજ્ઞા આપવી વસ્તુતઃ પ્રમાણયુક્ત નથી.

ભક્તિજન્ય આનંદમાં પ્રમાણ શું છે, એમ પૂછવામાં આવે તો એનો ઉત્તર એજ કે, જેમ અન્ય રસોના પ્રમાણ માટે સહૃદયોના હૃદય સિવાય બીજું કોઈ પ્રમાણ નથી, તેમ ભક્તિરસના આનંદાનુભવ માટે પણ ભક્તજનનું હૃદયજ પ્રમાણ છે."

(કાવ્યકલ્પદ્રુમ [હિંદી] પૃ. ૨૭૪-૨૭૫)

વળી સાહિત્યદર્પણકાર વિશ્વનાથે તો વાત્સલ્યને દશમા રસ તરીકે નિરૂપેલો છે. તે પુત્રસ્નેહ ( પુત્રાદિક પ્રત્યેની રતિ ) ને વાત્સલ્યનો સ્થાયીભાવ માની, પુત્રાદિકને તેનાં આલંબન અને બાળકની ચેષ્ટાઓ વગેરેને ઉદ્દીપન વિભાવ તરીકે ગણાવે છે. આલિંગન, અંગસ્પર્શ, શિરચુંબન વગેરેને અનુભાવ અને શંકા, હર્ષ, ગર્વાદિને સંચારીભાવ તરીકે બતાવે છે. [૧] એટલે વાત્સલ્યરસને દશમો રસ માનવામાં હરકત નથી. ભાલણનું તે રસનું નિરૂપણ અને રસિકોનું હૃદય તેના પ્રમાણરૂપે ગણાવી શકાય.

શ્રી. મોદી તો એટલે સુધી કહે છે કે, ભાલણે ગુજરાતીમાં વાત્સલ્યરસ એટલો ઉચ્ચ કક્ષાનો નિરૂપ્યો છે કે, સંસ્કૃત સાહિત્યમાંનું એ રસનું નિરૂપણ તેની આગળ ફીકું લાગે.

આમ ભાલણ વાત્સલ્ય અને કરુણ રસનો શ્રેષ્ઠ કવિ સાબિત થાય છે. તે ભલે મહાકવિ ન હોય, તેણે ભલે કાવ્યનાં ભવ્ય ઉત્તુંગ શિખરો ખડાં કર્યાં ન હોય પણ તેની વાત્સલ્ય અને કરુણ નિરૂપવામાં રહેલી કુશળતા વડે તે આપણા સાહિત્યના શ્રેષ્ઠ કવિઓમાં સ્થાન પામવા અધિકારી બને છે. નરસિંહ, દયારામ અને પ્રેમાનંદની સાથે ભાલણનું નામ આપણી જીભે ચઢી જાય તો તે ઉચિત જ લેખાશે

એની અલંકારો રચવાની અને ગોઠવવાની શક્તિ ઉચ્ચ પ્રકારની છે તે કાદંબરીના વિવેચનમાં આપણે જોયું છે. તેનામાં ભાવ અને કલ્પનાનો સંભાર પણ ઉચ્ચ પ્રકારનો હતો તે તેણે કાદંબરી તથા નળાખ્યાન અને રામબાલચરિતમાં યોજેલા નવા ભાવ, અને પ્રસંગો પરથી બતાવી આપ્યું છે

પણ ભાલણની વર્ણનશક્તિ બરાબર ખીલી નથી. તે બહુ ઉતાવળે વર્ણન કરી આગળ ચાલ્યો જાય છે. વર્ણનમાં વધુ પડતો સંક્ષેપ એની કૃતિઓમાં રસને જામવા દેતો નથી. ઉતાવળ કરવાની આ ખામીને

---

૧ જુઓ: " સાહિત્યદર્પણ " પરિચ્છેદ ૩ જો.

ઢીપેઇજ એ બધા રસો એક સરખી રીતે ખીલવી શકો નથી. શબ્દરચનાના શિલ્પમાં પણ તે પ્રેમાનંદ વગેરે જેટલો કુશળ નથી. એની પાસે વિદ્વતા છે, અનુભવ છે, ભાન છે પણ ધીરજની ખામી હોય એમ લાગે છે. કદાચ આજ કારણથી ભાલણની કૃતિઓમાં સ્પષ્ટ સુરેખ વ્યક્તિત્વ ઝળકી ઉઠતું નથી. એનામાં ઘણી વાર વિશદતાનો અભાવ અને કોઈકવાર ક્લિષ્ટતા જણાય છે તે પણ આજ કારણે હોવાનું માની શકાય.

આમ કવિની ખામીઓ અને ખૂબીઓ સંક્ષેપમાં જાણ્યા પછી તેની વિશિષ્ટતાઓની ઉડતી નોંધ લઈઆ વિવેચન પૂરુ કરીએ. ગુજરાતી સાહિત્યમાં એનું મહત્ત્વ નીચેના કારણોસર નોંધપાત્ર બને છેઃ—

૧ વાત્સલ્યરસના મહાન કવિ તરીકે ભાલણ ચિરકાળપર્યંત ગુજરાતી સાહિત્યમાં અજોડ સ્થાનનો અધિકારી બને છે.

૨. ભાલણ ગુજરાતી આખ્યાનશૈલીનો પિતા ગણાય છે.[૧] તેની પૂર્વે આખ્યાનો લખાતાં હશે તો પણ તેણે મોટા પ્રમાણમાં આખ્યાનો લખીને એ પદ્ધતિને સ્થિર રૂપ આપેલું છે.

૩. તેની કાદંબરીનો પદ્યમય અનુવાદ હિંદભરની ભાષાઓમાં સૌથી પહેલાં થયેલો છે અને તે વડે ગુજરાતની રસિકતાની ખ્યાતિ ફેલાયેલી છે. કાદમ્બરીનો એનો અનુવાદ હાથ લાગ્યા પછી જ ગુજરાતી ભાષાશાસ્ત્રનો ઉગમ થયો છે. ગુજરાતી ભાષાનો જૂનો ઇતિહાસ હોઈ શકે, એ વાત એની કાંદબરીની હાથપ્રત ઈ. સ. ૧૮૬૪માં હાથ લાગ્યા પછી જ બરોબર સમજવામાં આવી.

૪ શ્રી રામચંદ્રજીના બાલચરિતનાં સુંદર પદ રચનાર ગણનાપાત્ર કોઈ કવિ ગુજરાતમાં હોય તો તે ભાલણજ જણાયામાં છે, તેની રામચંદ્ર પ્રત્યેની ભક્તિ ગોસ્વામી તુલસીદાસનું સ્મરણ કરાવે છે. એટલે ભાલણને આપણે અમુક અંશે ગુજરાતીના તુલસીદાસ તરીકે ગણાવી શકીએ.

૫. કવિ ભાલણની કવિતાના ભાવ, કલ્પના, શબ્દરચના, પદ્ધતિ વગેરે ઠેઠ પ્રેમાનંદ અને દયારામપર્યંત કવિ પરંપરાએ અમુક અંશે ઉતરી આવ્યાં છે. એ કારણે ભાલણને ગુજરાતનો આદિ યુગનો સમર્થ કવિ માનવો જોઈએ.

આમ ભાલણની અનેક વિશિષ્ટતાઓને લીધે તે ગુજરાતી સાહિત્યનો મહાકવિ નહિ તો પણ સમર્થકવિ ગણાવા યોગ્ય ઠરે છે. એનું આસન શ્રી. મોદી જણાવે છે તેમ ભક્ત કવિ નરસિંહ અને રસસિદ્ધ દયારામ ની જોડાજોડ મુકાવું જોઈએ. [૨]

આવા રસિક વિદ્વાન, સમર્થ અને ભક્ત કવિના કાવ્યોનું વાંચન, મનન અને વિવેચન જેટલું વધુ પ્રમાણમાં થશે તેટલું તે આપણા સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં વધુ ઉપયોગી નીવડશે. એની શ્રેષ્ઠ કૃતિઓનાં સુઘડ અને સુરેખ સંપાદનો યોગ્ય વિવેચન સાથે સત્વેળા થાય એ ઈષ્ટ છે.

---

૧. જુઓ: કવિચરિત પૃ.૧૨૨ તથા "Gujarat & Its Literture" P. 122

૨. આવણ પૃ. ૧૪૮.

# ભાલણનાં પદ



૧. શ્રીરામબાલચરિત
૨. બાળકૃષ્ણની લીલાનાં પદ
૩. ટિપ્પણ.

"ભાલણની ખરી મહત્તા એના વત્સલરસમાં છે. એ લલિત-સુકુમાર રસ એણે બહુ સૂક્ષ્મતાથી આલેખ્યો છે. એમાં તો એણે પોતાનું આખું હૃદય જ ઠલવી નાંખ્યું છે. એ રસના ઉદ્દીપનમાં એની બરોબરી કરે એવો ગુજરાતી સાહિત્યમાં તો કોઈ કવિ નથી જ, અન્ય ભાષામાં પણ વિરલ હશે. સંસ્કૃતિમાં પણ એ રસ કોઈ કવિએ એના જેવો ખીલવ્યો નથી જણાતો. જગતની ભાષાઓના સાહિત્યની સરખામણીમાં ગુજરાતી સાહિત્યને કોઈ વખત ઉભા રહેવા વારો આવશે, તો તેમાં ભાલણનો વત્સલરસ આગળ પડતો ભાગ લેશે."

* —શ્રી. રામલાલ ચુ. મોદી.

"એણે સંસ્કૃત કાદંબરીનો ભાષાબંધ રચી એની પ્રતિનિર્માણ-શક્તિની પીછાણ આપી છે, એના શ્રોતાની રસિકતાની ખ્યાતિ ફેલાવી છે અને ગૂજરાત તથા ગૂજરાતીનું ગૌરવ વધાર્યું છે."

* —સ્વ. કેશવલાલ હ. ધ્રુવ.

"એની (ભાલણની) કવિતા-રસમૂર્તિ, ઉત્તર ગૂજરાતના પાટનગર પાટણની સુરેખ સુંદરી સમાન આકર્ષક બનીને તેની સંમુખ ઉભી છે."

—સ્વ. નરસિંહરાવ દિવેટિયા.

# ૧. શ્રીરામબાલચરિત

પદ ૧ લું

(રાગ-થયો અસુરને ઘેર બાળરૂપ મેનારક ઉ. એ રાહ)

થયાં મંદિર તેજ પ્રકાશ, એ રૂપ કોણુ કળે;
અશરનિશરણુ શ્રી અવિનાશ, મહારૂપ કોણુ કળે. ૧
કિરીટ મુકુટ શિર સાર, એ રૂપ કોણુ કળે;
જાણે દિનકરનો ઝળકાર, મહારૂપ કોણુ કળે. ૨
શોભે મૃગમદતિલક લલાટ, એ રૂપ કોણુ કળે;
સુદ અષ્ટમી સોમનો ઘાટ, મહારૂપ કોણુ કળે. ૩
ભલી ભ્રુકુટી ધનુષ આકાર, એ રૂપ કોણુ કળે;
શોભે અંબુજ નેણુ વિશાળ, માહારૂપ કોણુ કળે. ૪
મકરાકૃત કુંડળ કાન, એ રૂપ કોણુ કળે;
અંગે સુંદર શ્રી ભગવાન, મહારૂપ કોણુ કળે ૫
નાસિકા શુદ્ધ શુકની ચંચ, એ રૂપ કોણુ કળે;
શોભે હીરાકણી શા દંત, મહારૂપ કોણુ કળે. ૬
સોહે લાલ પ્રવાળી અધુર, એ રૂપ કોણુ કળે;
હાસ્ય વદનમાં અમૃત પૂર, મહારૂપ કોણુ કળે. ૭
× શુદ્ધ શંખ સરીખી કોટય, એ રૂપ કોણુ કળે;
જાણે અધર્મ ઉપર દોટય, મહારૂપ કોણુ કળે. ૮

× પાઠાંતર– "શુદ્ધ શંખ સરીખી ડોક, એ રૂપ કોણુ કળે!
જાણે જળધારાનો ઝોક, એ રૂપ કોણુ કળે!"

શોભે કંકણ અંગદ પાણ, એ રૂપ કોણ કળે;
શંખ ચક્ર ગદાભુજ જાણ, મહારૂપ કોણ કળે. ૯
કોટે કૌસ્તુભ ઝાકઝમાલ, એ રૂપ કોણ કળે;
વળી વિજયંતી વનમાળ, મહારૂપ કોણ કળે. ૧૦
ભ્રગુલાંછન શોભે સાર, એ રૂપ કોણ કળે;
ઉર હાર સહિત શણગાર, મહારૂપ કોણ કળે. ૧૧
પેટ પોયણી કેશરી લંક, એ રૂપ કોણ કળે;
કરયું પીતાંબર પીળે રંગ, મહારૂપ કોણ કળે. ૧૨
જંઘા કોમળી કળી પાય, એ રૂપ કોણ કળે;
જેમાં મુનિઓનાં મન લલચાય, મહારૂપ કોણ કળે. ૧૩
ચર્ણે ચિહ્ન પડયાં સંયુક્ત, એ રૂપ કોણ કળે;
ધ્વજા ચમર ને પદ્મ અંકુશ, મહારૂપ કોણ કળે. ૧૪
માતા દેખી થઈ દીગમૂઢ, એ રૂપ કોણ કળે;
જવ ઓળખ્યા ગરૂડારૂઢ, મહારૂપ કોણ કળે. ૧૫
પ્રભુ ભાગીએ મનની ભ્રાંત, એ રૂપ કોણ કળે;
લઘુ લાલ ખેલાવવાની ખાંત, મહારૂપ કોણ કળે. ૧૬
તવ તુર્ત થયા શિશુરૂપ, એ રૂપ કોણ કળે;
ધણી ભાલણના સુરભૂપ, મહારૂપ કોણ કળે. ૧૭

### પદ ૨ જું

કરે સ્તુતિ કૌશલ્યા માત, આગે તપે ત્રુઠયા વિખ્યાત;
જય પૂરણ બ્રહ્મ અખંડ, સચરાચર સકળ બ્રહ્માંડ. ૧
જય સોમીતણા ભૂપાળ, કેમ માનું હું નાનું બાળ !
તારી માયાએ ભૂલે બ્રહ્માય, ગુણ નેતિ નેતિ કરી ગાય. ૨
શિવ સનકાદિક ધ્યાનમાં ધ્યાય, જેની માયામાં સહુ ઘુલાય;
સુતે અચરજ અદકું થાય, મુખડું જોઈ મન હરખાય ૩

વિશ્વકર્તાને શું ધવરાવું ? જકતધર્તાને શું હુલાવું ?
કૃપા કરુણાસાગર દેવ, મુજ ઉપર તુઠયા દેવ. ૪
માતા અજ્ઞાકાર થઈ જ્યારે, મેલી વૈષ્ણવી માયા ત્યારે;
ઉવાં ઉવાં સુણતાં જાગી, ઘણી બાલક ભ્રાંતિ ભાગી. ૫

## પદ ૩ જું

રાજા ઘેરે વધાઈ, પ્રભુ પ્રગટિયા ઘરમાંહી. ટેક.
તતક્ષણ નંબાળુ વાગ્યાં, કાંસાં ને ઝાલર ઘડિયાળ;
[1] ચરણા ચોરી પહેરી ચતુરા. કર મોતીની થાળ રાજા. ૧
ધીનકિત ધીનકિત મૃદંગ વાજે, ગુણકા કરતી ગાન;
કનકપાત્ર મુક્તા ભરી આપ્યાં, આપ્યાં ગૌ મહી દાન. રાજા. ૨
કુંકુમ કેરા પૂર્યા સાથિયા, આગણે કદળી સ્તંભ;
તરિયા તોરણ બાર બંધાવ્યાં, થઈ રહ્યો નાટારંભ. રાજા. ૩
પવન નિર્મળ પાવક ઉજ્વલ, દિનકર તેજ અપાર;
સુર કારણ અવતરિયા સ્વામી, હરવાને ભૂભાર. રાજા. ૪
નવપલ્લવ ફૂલી રહી વસુધા, મુનિમન મોદ અપાર;
શિવ સનકાદિક શુક બ્રહ્માદિક, વેદ વદે મુખ ચાર. રાજા. ૫
જાણ્યા જોશી જુક્તે તેડયા, જન્મ અક્ષર મંડાય;
પળમાં પ્રાક્રમ પૂરણ ભાસે, તતક્ષણ ત્રિભુવનરાય. રાજા. ૬
ભૂપતિ કહે છે સુણો ભૂદેવો, નિરમો એનું નામ;
રોમ રોમ વ્યાપી રહ્યો, માટે રાજીવલોચન રામ. રાજા ૭
[2] રૈયત સૌકો જોવા આવે, દશરથ કેરે દ્વાર;
આદર દઈને વેહેંચે સાકર, શણગાર્યાં છે બાળ. રાજા. ૮
નગરનિવાસી જોવા આવે, નાની મોટી નાર;
દશરથ બાલક સમજુગ પાલક, ભાલણ ભય હરનાર. રાજા. ૯

---

૧ પાઠાંતરઃ– " ચરણ ચાપે ચતુરા કર મોતીની થાળ."
૨ પાઠાંતરઃ– " ગામની રૈયત જોવા આવે, કેવા રામભૂપાળ."

## પદ ૪ થું

હેલી, હીરો હીરો, લાડકડા લઘુ વેશ, રૂડા રામને તેડાર. ટેક.
કાળો છે પણ કળ્યો ન જાએ, નૌતમ નવલે રંગ;
નીલમણ શો શોભે, રાઘવ કૌશલ્યા ઓછંગ હેલી. ૧
મુખડું જોતાં મોહ પામી છું, મન ગળ્યું છે મારૂં;
સર્વ કળાએ શોભે સુંદર, કોટી કામને વારૂં. હેલી. ૨
બંદીજન બારણીએ બોલે, જાચક જે જે વાણ;
લૂણ ઉતારે માવડી ને, દશરથ દે છે દાન. હેલી. ૩
મહીમંડળના મુનિયો આવ્યા, પ્રભુને નામે પાગ્ય;
રાયે તો પુન્ય પૂર્ણજ કીધાં, આપી અવધ્યનો ભાગ્ય. હેલી. ૪
માનુનીઓ મોતીએ વધાવે, સજીને શણગાર;
બાલમુકુંદ રઘુનાથ મારો, મુક્તિનો દાતાર. હેલી. ૫

## પદ ૫ મું ( ઢાળ ઉપર પ્રમાણે )

એવા દશરથના બાળ, લાલ પારણે ઝૂલે; ટેક.
× શ્યામ સ્વરૂપ દેખીને મારૂં મન ભૂલે એવા. ૧
મૈયા હાલો હાલો મુખે હાલરું કહે;
વળી શ્રુતિ ને વેદ જેને કહે રહે. એવા. ૨
મૈયા ઢળકતી ઢળકતી તાણે દોરી;
શિવ સનકાદિક ને બ્રહ્માદિક રહ્યા હેરી. એવા. ૩
ખાંતે ધાવે બેવણી ' વળી પડી રહે મૂકે;
એવા રમતા રામ નામ ધ્યાન સાંખ ન ચૂકે. એવા. ૪
અરધણિયાળી આંખડી મીચે ને ઉઘાડે;
બાળકોને બહાર કાઢી મૈયા પ્રભુને પોરાડે એવા. ૫

---

× " શ્યામસ્વરૂપને જોઈ મારૂં અંગડું ફૂલે,"

ઝપ નાખે ઝરમરને વળી પાયલની તોડે;
બાલબ્રહ્મ રઘુનાથ મારો ભવબંધન છોડે. એવા. ૬

પદ ૬ ઠું–( ઢાળ ઉપર મુજબ )

રામ રંગે રીઝે, કૌશલ્યાકુમાર રામ રંગે રીઝે. ટેક.
ઝગઝગ કરતા છેડા પલાળે, પાણીડાં ઢોળે;
ચંચળ ચતુરા રૂપે ચાંપી, બેસારે ખોળે. રામ. ૧
કર ગ્રહી લાવે કૌશલ્યા, મહેલે પધરાવે;
ગોત્રજમાનો ઘૃતદીવડો; તે મુઠીમાં ઝાલે. રામં ૨
દીવડો મેલાવી કૌશલ્યા, મણિ કરમાં આલે;
મણિ તો લઈ મુખમાં મેલે, દેવ નમે ભાળે. રામ. ૩
સુમિત્રા લાવે શેલડી, તે બાલકને ભાવે;
કટકા લઈ કોરાણે મૂકે પાળી લઈ ચાવે. રામ. ૪
ઘૂઘરા ઘમકે તેથી ચમકે, ઉતાવળા ચાલે;
કરતણી કોમલ આંગળીઓ, તે ચણિયારે ઘાલે. રામ. ૫
ઘૂઘર ઘસે ખડખડ હસે, ક્રોધ કરે માતા;
બાળપણાને બલિહારી જાય, શંકર ને વિધાતા. રામ. ૬
અતિ આકળા થઈ માતા, લઈ બારણિયે બેસે;
રામતણા મસ્તાના મગળ, વચ્ચે જઈ પેસે. રામ. ૭
અતિ અડપલા કુંવર આપણા, કહો દિન કયમ જાશે?
બાલબ્રહ્મ રઘુનાથજીને, બાધે પ્રેમતણે પાશે. રામ. ૮

પદ ૭ મું–( ઢાળ એજ )

દેવ ડગલા ભરે, પ્રભુ પગલા ભરે. ટેક.
ડગમગ કરતા ડગલા ભરતા રમતા રાજકુમાર;
લપકના સિંહાસન પકડે બ્હીતા અપરંપાર. દેવ૦ ૧
સિંહાસન મુકાવે રાજા, છૂટા રખાવે ભરત,
થરથરે ધ્રૂજે, કાંઈ નવ સૂજે, ઝાલી રહે છે પરત. દેવ૦ ૨

આફર્યું એ વળી ઉભા થાએ, અચાનક બેસે;
વશિષ્ટ કહે છે શું વર્ણવું, નારાયણ નરવેશે? દેવ૦ ૩
મનમાં માન્યા મસ્તાના થઈ, ઉતાળે અલંકાર;
સદા રહે અર્ધાંગે કમલા, શા કરશે શણગાર? દેવ૦ ૪
સખા સહિત સોહતા આવે, જેમ મહાલે માતંગ;
× ભાલણપ્રભુ રઘુનાથ મારો, સદા રહે સંતસંગ. દેવ૦ ૫

પદ ૮ મું–(ઢાળ એજ)

લાલા બોલો બોલો, રાઘુમાલાલા બોલો બોલો. ટેક
કર જોડીને કહે કૌશલ્યા, કોઈ બોલાવે રામ;
એક વાર મુખ માતા કહે, તો સારૂં સઘળાં કામ. લાલા. ૧
ચતુરા એક ચકલું લઈ આવી, મુખમાં કરાવો સાદ;
આદિત્યવારે કર્યો ટુચકો, જય બોલે રઘુનાથ. લાલા. ૨
હસતે મુખે કરે હુંકારા, લખારા એહ અપાર;
શિશુપણું સંપૂર્ણ દાખે, આદ્યપુરુષ અવતાર. લાલા. ૩
જ્ઞાનદૃષ્ટિમાં ગુરુ નમે છે, ઉત્તર અલગો આનંદ;
વિરંચી તો વડો દીકરો, આ શા આદર્યા ખ્યાલ! લાલા. ૪
પળમાં બ્રહ્માંડ ભાગે સરજે, પાર ન પામે વેદ;
અગમને તારી ગમ નહિ, તો કોણ કળાયે ભેદ! લાલા. ૫
વશિષ્ટ સામું વેગે જોઈને, મુખથી કહી તત માત,
ભાલણપ્રભુ રઘુનાથ, તાહારી ગહનગતિ અખાત. લાલા. ૬

પદ ૯ મુ–(ઢાળ ચાલતો)

આજ વડીરે વધાઇ, આજ વડીરે વધાઈ; ટેક.
મુખ માતા કહે, શ્રુતિવેદ લહે, આજ વડીરે વધાઈ. આજ. ૧
હસતાં માતા હર્ષ ન માતો, લુંટાવ્યા ભંડાર;
અર્થ ગર્થ સૌકોને આપ્યા, તેજી ને તોખાર. આજ. ૨

× આ પદના પાઠફેર માટે જુઓઃ પરિ. ૧ નું પદ ૭ મું.

વાજાં વાગે ગુણકા નાચે, ગુણીજન ગાયે ગાન;
વધાઇયા દશરથ ભણી દોડયા, બોલ્યા બાલારામ. આજ. ૩
વેદમય વાણી છે જેની, બોલે અમૃત સાર;
માતા મોહ પામી નવ જાણ્યા શ્રુતિના શણગાર. આજ. ૪
સભા સરવ સામું જુએ, શો કરશે ઉચ્ચાર !
બાલકૃષ્ણપ્રભુ રઘુનાથ માહરો, તત્ત્વ તણો વિચાર. આજ. ૫

પદ ૧૦ મું-( દેશી ફેર )

નાચો નાચો નિર્મલ નાચ રામલાલા; ટેક.
તમે બેગા રમોને સૌ ભૂપતિ બાલા. નાચો૦ ૧
શિર પર ઘુઘરિયાળા ઘૂમતા ઘૂમતા કેશ ફરકે;
નાચ નાચે ને દુષ્ટોનાં મન ચરકે. નાચો૦ ૨
બને કાને મકરાકૃત કુંડળો ઝળકે;
નાકે બુલાખ સોહે સુંદર મોતી લટકે. નાચો૦ ૩
ઉરપર ભૃગુલાંછન કૌસ્તુભની માળા;
નાચો થેઇ થેઇ જનપ્રતિપાળા. નાચો૦ ૪
પ્રભુ પાડે તાળી ને વળી તોતળું બોલે;
નાનું નાનું નૃત્ય સાંભળી શંકર ડોલે. નાચો૦ ૫
પ્રભુ ઢળી પડે ને ધરણીથી આપે ઉભા થાય,
મૈયા ચુંબન કરીને ચાંપે રૂદયા માહ્ય. નાચો૦ ૬
પાયે નેપુર રમઝમ વાજે મંદિરમાં રાજે,
કટી, કંદોરા મેખલાની ઘેર ગાજે. નાચો૦ ૭
ચાલો ચાલો સખી રામ જોવા જઇએ;
બાલકૃષ્ણપ્રભુ રઘુનાથને ચાંપુ હઇએ. નાચો૦ ૮

પદ ૧૧ મું-(દેશી ઉપર મુજબ )

મૈયા લાલને શણગારે, ચાલો જોવા જઇએ; ટેક.
શ્યામસ્વરૂપ દેખીને શીતળ થઇએ. મૈયા૦ ૧

× શીશ સાંકડે રાખી મૈયા ધાલે ચદો ચાક;
વળી ઘૂઘરિયાળી ગોફણીને માથે મોતીસાગ. મૈયા૦ ૨
કાને 'મકરાકૃત કુંડળ કેરી જોડ;
નાકે બુલાખ વળી મુખમાં તંબોલ. મૈયા૦ ૩
મૈયા મુખડું ધોઈને કરે કેશરની આડ;
વળી નેત્રો સમારી કરે, કાજળટપકું ગાલ. મૈયા૦ ૪
કોટે કૌસ્તુભ મણિ ને માણક ઓપંત;
વળી ઘૂઘરિયાળું ઘૂઘરું તે કરડે છે નિજદંત. મૈયા૦ ૫
બાંહે બાજુબંધ બેરખામાં સોનાની સાંકળ;
વીંટી જડિયા હીરલા કાંઈ તારાનું મંડળ મૈયા૦ ૬
કટી ત્રોટી કંદોરેથી ઘૂઘરડાના ઘોર;
ઝૂમરી પહેરી ઝાંઝરી ને પાની રાતી ચોળ. મૈયા૦ ૭
રાજનીતિનાં રમકડાં એ માગે ધનુષ ને ચાપ;
ભાલણપ્રભુ રઘુનાથ ભજતાં ટળશે તનના તાપ. મૈયા૦ ૮

પદ ૧૨ મુ–(દેશી ઉપર મુજબ)

બાઈ કોઈ બતાવો મને રામલાલા ટેક.
હું તો શોધી વળી સઘળા નાળા બાઈ૦ ૧
મે તો કેડેથી ઉતાર્યો કશું કામ પડયું;
મારી નજર ચૂકીને, રૂડું રતન ગડયું બાઈ૦ ૨
ઓદો ઉઠો અનુચર, ગાળી પીજો પછી;
બાઈ, બજાડે ભગવો એ તો ખચાખચી. બાઈ૦ ૩
મુનિ વશિષ્ટ વર્ણવે વેદનો વિચાર;
બાઈ, રોમરોમ રામ રમે સકળ સંસાર. બાઈ૦ ૪

પાઠાંતરઃ— 'શીષ સાંકડે રાખીને મૈયા ઘાલે મોતીચાક.

જુઓ, ઊઠો અનુચર, જુઓ ચારે દેશ;
બાઈ, ગમ તારાને શોધે શેષ ને મહેશ. બાઈ૦ ૫
રાજન રાતા તાતા થાય, કરો સરજ્યુમાં શોધ,
બાલપ્રભુ રઘુનાથ ભાગ્યા કૌશલ્યાની ગોદ. બાઈ૦ ૬

## પદ ૧૩ મું–(દેશી ઉપર મુજબ)

મૈયા બાવરી થઈ રે, માતા બાવરી થઈ, ટેક.
લુગડે લપેટ્યો લાલ દીઠો નહિ. મૈયા૦ ૧
હેલી, ગોદમાં ઘાલી ધણી બાહાર માન્યો;
એવો ચંચળ ચમાર કેમ રહ્યો છાનો ? મૈયા૦ ૨
મૈયા આશ્ચર્ય પામી કહે, કહું છું તુંને,
આવો અકળ કુંવર માહરો વરશે કુને ? મૈયા૦ ૩
હેલી, પરિબ્રહ્મમાં આક્રમ નથી થોડું;
એવું સરજ્યું હશે વિરંચીએ વિશ્વમાં જોડું ? મૈયા૦ ૪
શિવસનકાદિક એમ કહે છે, વ્યાપ્યો ચૌદ લોક;
કેશ આવે નેત્ર આડે તે ઉચા કરે કોક. મૈયા૦ ૫
શા કીધાં તપ કૌશલ્યાએ ઓછંગે મહાલે ?
બાલપ્રભુ રઘુનાથ, માતા પાલવડા ઝાલે મૈયા૦ ૬

## પદ ૧૪ મું–(દેશી કેર)

કર ચાપડ થાપડ પાણ, તમે જમો રઘુના રામ. ટેક.
થાપ્યા બ્રહ્મા, થાપ્યા શંકર, થાપ્યા નિગમ ચાર;
વિશ્વવસ્તુ ને વસુધા થાપી, કોઈ ના પામ્યું પાર રે. કર૦ ૧
ત્રણુ ભાતને માતપિતા મળી રમાડે ઘર માંહ્ય;
અગમ અગોચર અતિશે ઉંડા કર્તાને ઘર કમાય રે ! કર૦ ૨
પા પગમાં પગટે સમારે, તેને હુલાવે માત;
ખડ ખડ હસે બોલતાં, ગતિ જેની અઘાતરે. કર૦ ૩

કાનમાં પેસી કરે કરરૂ, સુણે શાણા થઈને વાત;
રઘુકુળમણિ ભાલણધણી શિશુ રૂપ રઘુનાથ રે. કરૂં૦ ૪

પદ ૧૫ મું-(દેશી પદ ૧૩ પ્રમાણે)

હરિ પાવલાં પાડે, પ્રભુ પાવલાં પાડે. ટેક.
કૌશલ્યા હુલાવે રામને, કૈકયે લીધા ભરથ;
સુમિત્રાએ શત્રુઘ્ન તેડ્યા, લક્ષ્મણ લોટ્યા તર્ત. હરિ૦ ૧
માયામાં બ્રહ્માંડ ભમાડે, વિરંચી વિરમે થાય;
આદ્યપુરૂષની ઈચ્છા શક્તિને, મોટો મહિમાય હરિ૦ ૨
કૌશલ્યાએ કચ્છડી કાંઈ, હેઠા મેલ્યા રામ;
સુમિત્રા તો શું હુલાવે, હું હુલાવું આમ. હરિ૦ ૩
રમત જોઈને રાજા રીઝે, શાણું કે આ સત્ય?
વાંઝિયાને ઘેર રમે બાળકો, કીધા દેવના દત્ત! હરિ૦ ૪
શિવ સરીખા સમાધિમાં શોધે, દિગંબર જે દેવ;
મત્યુ લોકમાં મા કહેવાણી, આશ્ચર્ય અધિકું એવ! હરિ૦ ૫
કોમળ પાનીએ ખૂંચ્યા વિછુવા, ટાંકો પડી તે વાર;
ભાલણપ્રભુ રઘુનાથ ઉતાર્યો સાથેથી સુત ચ્યાર. હરિ૦ ૬

પદ ૧૬ મું-(દેશી એની મળતી)

આવો ઝુલડી પહેરાવું (૨)

ગૂંજે ખાવું સુખડી ખાંતે, મેવા લ્યો મ્હોંમાગ્યા;
ભૂમંડળના ભૂપતિ કહેશે ન્હાના નરપતિ નાગા. આવો૦ ૪
કૌશલ્યાએ કર ગ્રહીને, પહેરાવી બે બાંહ્ય;
કસકસી કૌસ્તુભમણિ સરસી જેમ ન ભૂલે ક્યાંય. આવો૦ ૫
ઝળકતી શી ઝુલડી પહેરાવી, માતા કરે ચુંબન;
બાલપ્રભુ રઘુનાથ મ્હારાને, સોંપુ તન મન ધન. આવો૦ ૬

પદ ૧૬ મું-(દેશી એજ)

ઝુલડી ક્યાંય વિસારી, ઝુલડી ક્યાય વિસારી ?
તમે કહો રઘુપા રામા, છો સંત તણા સુખધામા. ઝુલડી. ૧
જુગતે પેરાવી ઝુલડી, ગૈયા ગઈ નિજ ધામ,
અનુચર એક ઉનાતો આવ્યો, ઝુલડી શોધે ગામ. ઝુલડી. ૨
આગળ પાછળ હીરા જડિયા વચ્ચે માણેક મોતી;
કરમાં લીધો દીવડો ને દોડે કૌશલ્યા જોતી. ઝુલડી. ૩
સોના કેરી સોય મંગાવુ, રૂપા કેરા ધાગા;
એ ઝુલડી શીવવાને નવલખ દરજી લાગ્યા. ઝુલડી. ૪
સમજાવ્યો સમજે નહિ શામો, કહ્યું ન માને કાલો;
રોઈ રોઈને જુલમ કરે, કોઈને જડી જ હોય તો આલો. ઝુલડી. ૫
રોતા ગ્હીને કહે ગધરજી, જોડીને બે હાથ;
રાજહંસને મ્હે હોરાડી, ઉડી ગયો આકાશ. ઝુલડી. ૬
ગિરિ ગહ્વર ગુફાઓ જોઈ, જોયા ઝાડઝાડ;
વશિષ્ટનો શિષ્ય લાવ્યો ઝુલડી, રામે છોડી રાડ. ઝુલડી ૭
મુખડું જોઈને માતા કહે છે, અકળિત આ કુમાર;
બાલપ્રભુ રઘુનાથ મારો મુક્તિનો દાતાર. ઝુલડી. ૮

### પદ ૧૮ મું—(ઢાળ ફેર)

રઘુવા રમે રે, મારો રઘુવા રમે;
શિવ બ્રહ્માદિક પૂઠે ભમે, મારો રઘુવા રમે. ટેક.
ટૂકે હાથે તાળી પાડે રંગે રમે રામ;
મુક્તિની મનવાર કરે છે, જોગો ઘરનાં કામ. મારો૦ ૧
ધમક વાગે ઘૂઘરાને, ઠમક મહેલે પાય;
લાલજી હીરે લટકના તે, મરલીમાં ન જ્હાય. મારો૦ ૨
નાની સરખી ધનુષડી ને, નાનાં સરખાં બાણ;
ગયતણા છે બાળક, પણ સહુને વહાલા પ્રાણ. મારો૦ ૩
શરીરે તો સ્વેદ વળ્યો છે, માંહ બેઠો ગેલ;
રાજા સરખાએ રજમાં લોટે, ખાંતે કરે ખેલ. મારો૦ ૪
ઘૂઘરિયાળી ગોફણી, ને આંકડિયાળા કેશ;
નયણાં આગળ નાચા કરે, નાગપણ ને વેશ. મારો૦ ૫
મુઠીમાં બે માલપુઆ, ને જોડલા ઝૂંટી ખાય;
બોલી બોલે કાલી તે, સમજે એની માય. મારો૦ ૬
માતાએ તો કેડે તેડી, મુખ કર્યાં ચુંબન;
બ્રહ્માનંદ રઘુનાથ મારાને, ભજવું નિશદિન મારો૦ ૭

### પદ ૧૯ મું—( ઢાળ પદ પહેલાનો )

પ્રીતે પાડે કોયલના મોર, રઘુ મારો કદંબ રમે;
માહારા કોમળ બાળકિશોર, રઘુના કદંબ રમે. ૧
હરી હિત દેવાઓને કર, રઘુ મારો કદંબ રમે;
નથી હાલાડો શત્રુઘ્ન સંગ, રઘુના કદંબ રમે. ૨
આનંદમાં ઉછરે અંગ, રઘુ મારો કદંબ રમે;
શો હરી મરે ગાઈ ભૂપ, રઘુના કદંબ રમે. ૩

જીને હોય કુંવારી કન્યાય, રઘુ મારો ક્યાંય રમે;
માતા શોધી વળી ધામોધામ, રઘુમા ક્યાંય રમે. ૪
છૂપ્યા ભક્તોના ભીતર રામ, રઘુ મારો ક્યાંય રમે;
પ્રીતિ કારણ પ્રપંચ થાય, રઘુમા ક્યાંય રમે. ૫
તમે શોધીને શિવજીના મન, રઘુ મારો ક્યાંય રમે;
જીને લગન લાગ્યું નિશદિન, રઘુમા ક્યાંય રમે ૬
માતા ઉભી થઈને ઢળી ધર્યું, રઘુ મારો ક્યાય રમે;
ઋષિહૃદયમા પૂગ્યા ચર્ણ, રઘુમા ક્યાંય રમે. ૭
ગઇ મથુરા ને મહેલની માળ, રઘુ મારો ક્યાંય રમે;
પહોડ્યા પારણે પુરૂષ પુરાણ, રઘુમા ક્યાંય રમે ૮
મહાનિદ્રામાં મારો નાથ, રઘુ મારો ક્યાંય રમે;
ધણી ભાઇજીનો સુખ સાથ, રઘુમા ક્યાંય રમે. ૯

## પદ ૨૦ મું-( દેશી ફેર )

મૈયા કાંય કરો ચિંતાય, મારો પારણે રાઘવરાય. ટેક ૧
પારણિયે પોઢ્યા પુરૂષ પુરાણ, જાણે ઉદ્યા કોટિક ભાણ. મૈયા૦ ૨
કમાણો નીચે લક્ષ્મણ એક, જાણે નારાયણપર શેષ. મૈયા૦ ૩
શીરે ચિકણ થઈ છે વેણુ કુંકુમ ભરી પડ્યાં જેમ નેણુ. મૈયા૦ ૪
નેત્રો નિદ્રામાં ભરપૂર, વેરી વિઘન રહ્યાં છે દૂર. મૈયા૦ ૫
ઘૂઘરું ખૂંચ્યું છે કર વામ, જાણીએ બેઠ્યા ચારે ધામ. મૈયા૦ ૬
કટી તટ કંદોરાની રેખ, જાણે વિરંચીએ પાડી વેલ. મૈયા૦ ૭
*દુશાલો ઝૂલી રહ્યો ઉંચે ચર્યું, કમળા ચાંપની હોય જેમ ચર્યું. મૈયા૦ ૮
શી કહું શયન તણી શોભાય, સાત્રે ભામણે ભામણું જાય. મૈયા૦ ૯

* કાવ્યદોહનનો પાઠ:-દુશાલો ઝૂલી હોદી ચર્યું,
કમળા ચાંપની હોય જેમ ચર્યું.

### પદ ૨૧ મું-(ઢાળ એજ)

બાળા વત્સ દેખાડો બાઇ, ભૂપતિ ભુવનમાં આવ્યા ધાઇ. ટેક. ૧
કૌશલ્યા દે દાસીને માન, બાઈ ત્હેં આપ્યાં જીવતદાન. બાળા૦ ૨
હસતા ધસતા દશરથ રાય, હરખે આનંદે ફૂલી કાય. બાળા૦ ૩
આંગણિયે ભીડ થઈ છે ધામ, લાખ્યા લાખ્યા લક્ષમણ રામ. બાળા૦ ૪
આંગણે વાજી રહ્યાં વાજીંત્ર, ગુણીજન ગાયે રામચારિત્ર. બાળા૦ ૫
ખુમારી ખૂબ બની અનુપ, પોંગડા વચ્ચે ત્રિભુવનભૂપ. બાળા૦ ૬
રાયે પહોડયા દીઠા રામ, જાણે શેર અને ઘનશ્યામ. બાળા૦ ૭
ઉઘાડી અદર્પણિયાળાં નેણ, ભાલણ ભવભવ ભજશે વેણ. બાળા૦ ૮

### પદ-૨૨ મું-( દેશી ઢાળ ફેર)

આજ રૂડો દહાડો, રંગીલા રામે લીધો આડો ટેક.
આડો કરે છે અતિ ઘણોને પછાડે બે પાગ,
આકાશને ઉતરડી જનની! આદિત્ય મુજને આપ. આજ. ૧
દિનકરથી આ દેહ તમારો, મહા મોટો સંબંધ;
સમજાવ્યો સમજે નહિ, અખંડ વસમો કરતા ધંધ. આજ. ૨
દશરથ દહાડી દુઃખ ધરતા, જે બાળ વિના અળગુ ગાજ;
આજ તો ભૂપત અતિ અકળાણા, માતા આવ્યાં વાજ. આજ. ૩
હીરલા કેરી ગૂથી ઇંઢાણી, મણિ મુક્તા ચોપાસ;
કૌશલ્યાએ કરમાં આલી, હરિને આવ્યું હાસ. આજ. ૪
આડો જોવા આદિત્ય થંભ્યા, વિસ્મે પામ્યા સુર;
ભાલણપ્રભુ રઘુનાથ જણાણા, ઘણોડે ભારપૂર. આજ. ૫

### પદ ૨૩ મું-(ઢાળ એજ)

શ્રીહરિ આંગણે ખેલે, શા તપ કીધાં માને જન્મ પેલે! ટેક
રમઝમ કરતા રમવા ચાલ્યા, ત્યારે સ્વપગ ચોળ,
બહુ મુનિયોના પેગ કરતા, મુનિઓના જોડ. શ્રીહરિ૦ ૧

સરખે સરખા સાથીડાને, મોલાવે અમૃતવેણ,
જેમ તારામા ચંદ્રમા, તેમ રાજે રાજીવનેણ શ્રીહરિ૦ ૨
જોગી બેઠા જાપ જપે ને, કરતા વેદની ધુન્ય;
અજન્માને જન્મ કરીએ, માઈના મોહોટા પુન્ય. શ્રીહરિ૦ ૩
રાજનીતિના રમકડાં એ, માગે ધનુષ ને ચાપ,
ભાલણપ્રભુ રઘુનાથ મારો, હરશે સૌ સંતાપ શ્રીહરિ૦ ૪

પદ ૨૪ મું-(ઢાળ એજ ટેર)

બાળુડા બાગણે રમે, માહરું તેજ જોવા મન ભમે. ટેક૦ ૧
ખેલે શસ્ત્રઅસ્ત્રની સાથ્ય, માહોમાહ માંડે છે વાદ બાળુડા૦ ૨
કર ઠાગી ઘુઘરડા ને ગેડી, રૈયા રજ લુંટે કેડે તેડી બાળુડા૦ ૩
નિરંજન નાના ને નાગા, દેખી અમર તણા ભયભાગ્યા બાળુડા૦ ૪
આઘા લાવે ને પાછા દોડે, ફરે રવિ શશી જેમ જોડે. બાળુડા૦ ૫
રમતા આવે ને ગમને ભેટે, વાધા વસ્ત્ર છૂટે કરી હેઠે. બાળુડા૦ ૬
કરે કૌતક કોટિ અનંત, ખેલે ભાલણપ્રભુ ભગવંત બાળુડા૦ ૭

પદ ૨૫ મું

કૌશલ્યા લાંબ લડાવે, મહામુનિયોના ધ્યાનમાં નાવે ટેક૦
સહસ વદને વદે વેદ ધારા રમે સમ જુગ સરજનહારા કૌ૦ ૧
પ્રભુ અકલિત અખંડ પોતે, શિવ સમાધિમાહે ગોતે કૌ૦ ૨
માથે ટોપી મોતીડાની દોર મુખ મયંક ચંદ્ર ચકોર કૌ૦ ૩
કાને ઝૂમખે જડિયા મોતી, મુખ જાણિયે કોટી ઉદ્યોતી. કૌ૦ ૪
કંઠે ઝુલતા સિંહનખ, પ્રભુ પધાર્યા અવની પખ કૌ૦ ૫
બાહે બાજુબંધ ને પહોચી, ગમા મુનિ તણા મન પૂચી કૌ૦ ૬
સૂર કારણ મનુષ્ય શરીર, રઘુવંશ મહાન રણધીર કૌ૦ ૭
પાએ ઝાંઝરી ઝમકા પાની, દયા આનંદ ત્યા મન માની કૌ૦ ૮

પદ ૨૬ મું–( ઢાળ ઉપરનો )

કૌશલ્યા રામને રોકે કૂડી દૃષ્ટિ નિહાળશે કોકે ટેક૦
તારા છૂટા બાળા કેશ, મ્હારા લાડકડા લઘુવેશ કૌ૦ ૧
માતા ઘાલે માદળિયામાં ચીઠી, જોઈ અમર હશે ઠીડીઠીડી કૌ૦ ૨
તારી કંદર્પ કોટિક કનાય, દેખી મુનિયોનાં મન વનચાય કૌ૦ ૩
ક્રોધી કપટી છે લમનો ઈશ, જીને વીસ ભુજા દશ શીશ કૌ૦ ૪
જીના થાણાં ફરે ઠામોઠામ, ઋષિ રોઈ ઝોડના નિજ ધામ. કૌ૦ ૫
કાંઈ કાલા માહારૂં કહ્યું માનો ભાણપ્રભુ ભય શાનો [1] કૌ ૬

પદ ૨૭ મું–(ઢાળ એજ)

મૈયા મુને દશાનન દાખો, મહારા મન તણો સંદેહ ભાગો ટેક ૧
એ તો કેવો છે, વૃક્ષ જેવો [2] એને મારીને દડ દેવો મૈયા૦ ૨
× જેથી પીડાય દુનિયા ને દેવ કીડો લક્ષ્મણ છેદિયે તનખેર. મૈયા૦ ૩
મારી સરજવશમા સાખ, એને મારી બાળી કરૂ ખાખ મૈયા૦ ૪
અમો રાગમા રમી રૂડ ભાણપ્રભુ ભરપૂર મૈયા૦ ૫

પદ ૨૮ મુ–(ઢાળ એજ)

બાળા મા । બોલો વિચારી ધને તપે ત્રુઠયા ત્રિપુરારિ. ટેક ૧
ધને તપે ત્રુઠયા છે વિધાતા પાપી પૃથ્વીને પીડે અઘાતા બાળા. ૨
સુરભી સહિત ગયા સુરસીરા ગિગ ગમન થઈ ગભીરા બાળા ૩
જેથી શક્ર સરીખે ન ચાને કોઈ વરુણને હામ ન ધાને બાળા ૪
કરશે કુળ સહિતે મહાર, ધણી ભાણજુ જદુમાર. બાળા ૫

પદ ૨૯ મુ

ઝાંઝરનો ઝમકારો વાગે, નેપુરનો ઠમકારરે,
આવ્યો છે અવધધણી અધમ ઉધારરે ટેક
પીતાંબર અંગે સુંદર ભાનુકુળ ભૂપરે,
કોટિ મામ વારી નાખુ જોતાં જેનું રૂપરે આવ્યો છે ૧

---

× પાઠાંતર– જેથી પીડા દેવને દુનિયા છોગે લક્ષ્મણ છેદિયે પગમાં' –જુ * દોહન ભાગ ૧ લો.

મુખ જાણે કોટિ શશી, ફરકે બાળા કેશરે;
કાને કર્યા ઝૂમખાંને હતો ભાલે વેશરે. આવ્યો છે. ૨
ભ્રકુટીમાં બ્રહ્માંડ ભાગે, નેણુ બે વિશાળરે;
કંઠે ઝળકે ઘૂઘરું, ગૂંથવાણી મોતી માળરે. આવ્યો છે. ૩
બોલી બોલે કાલી ને વાણી છે રસાળરે;
અધર ૨ગ પરવાળી દાંત છે ગોરા ગાલરે. આવ્યો છે. ૪
બાજુબંધ બેરખાને, કનક કડાં પાણરે;
કટીતટી કંદોરામાં, બોરયાં ધનુષ બાણરે. આવ્યો છે. ૫
પાગે પહેરી ઝાંઝરીને દશમક દોકરે,
બ્રાહ્મણપ્રભુ રઘુનાથ મારો ભવથકી છોડરે. આવ્યો છે. ૬

પદ ૩૦ મું—(લાળ ફરતો ઘોળની દેશી)

માતા લડાવે લાલને, મુખડે કરેરે ચુંબન,
સુરને શોધ્યો તે નવ જડે, ધ્યાન ધરતા મહામુન્ય. ટેક.
કૌશલ્યા કહે છે કેકે સુણો, પ્રગટયું પૂરવનું પુન્ય'
નાહ્યાં જઈને જાન્હવી, કીધાં શિવપૂજન. માતા. ૧
સાતે સાગર મીઠા થયા, ઉગ્યો પશ્ચિમ ભાણુ;
વસુધા વાધીરે મોતીડે, ધન્ય અજોધ્યાને જાણુ માતા. ૨
નેત્રસરોજ અંજનતા દોડી દૂર પ્રભુ જાય,
કાજળભરડી આંગળી જનની અતિ અકળાય માતા. ૩
આતા, આંખ અંજાવીએ, નૌતમ દુ:ખે નહિ નેણુ,
આંખથી આદિત્ય ઉપન્યા, માનાં મિથ્યા છે વેણુ. મતા. ૪
પાયે ઉરાડે રેણુકા, માતા મન ધરે રીશ;
એ રજ શિવજી શોધે, સદા ચડાવે વિરંચી શીશ. માતા. ૫

મહેલોમાંહે મસ્તી કરે, કુંવર દોડયા દોડય;
હોડે ચડયા હારે નહિ, જોવા સરખી છે જોડય. માતા. ૬
ખાતે ખોળામાં બેસતાં, વળી વળી કરે પયપાન;
બાલકૃષ્ણપ્રભુ રઘુનાથજી, અંતર પડી ઓળખાણ. માતા. ૭

પદ ૩૨ મું–(રાગ એજ)

રાજા રમાડે રામને, રમતા રવિકુળભૂપ. ટેક.
માયાયે માનવદેહ ધર્યો, આત્મા અકળ સ્વરૂપ. રાજા. ૧
કરમાં લીધો છે લાડવો, વીટી વળે છે કાગ;
સુરપતિ જુએ આકાશથી, ધન્યધન્ય દશરથનાં ભાગ્ય રાજા. ૨
તારામાં શોભે ચંદ્રમા, સભામાં શોભે શ્રી રામ;
મેઘમાં ચમકે જેમ વીજળી, ગાજે ઇન્દીવર શ્યામ. રાજા. ૩
બોલી બોલે છે કાળવી, હસતો સભાનો સાથ;
લાજે જોઈ શેષ સરસ્વતી, વાણી વેદવિખ્યાત. રાજા. ૪
લક્ષ્મણ નાની જૂમના ભણી, સહેજમાં સળગી જાય;
ભાઈઓ ભુગઠા બહુ પડે, ઝાલી લાવે રઘુરાય રાજા. ૫
બાહાર ના જાશોરે બાળકો, રાક્ષસનું સબળ છે જોર;
જાગ ને જમન ઝંપાઈ ગયા, મુનિને કષ્ટ કઠોર. રાજા. ૬
રાક્ષસ માગે રમકડાં, મારૂં તાણી તીર;
દશશીશ દળવાને દોડશું, ધરાવું ધરણીને ધીર. રાજા. ૭
વાણી સુણી વિસ્મે થયા, કરશે કાંઈક ધોષ,
બહુ ફળ બોરાં શેલડી, સૌને વળગ્યો સુગંધ. રાજા. ૮
દૂરથી આવે હરિ દોડતા, જનની બેઠી હોય જ્યાંય;
કાજળ ભૂસે બે કાંચળી, પેસી ખોળાની માંહ્ય રાજા. ૯
ધાવી ધરાઈ કરે કોગળા, સૌને છાંટે શરીર;
એવાં થઈએ જો આપણે, ધર્મધુરંધર ધીર. રાજા. ૧૦
છેડો ઝાલીને માતનો, હોંશી પાડે છે ધર્ણ;
બાલકૃષ્ણપ્રભુ રઘુનાથજી, રાખો સદા તમ શર્ણ. રાજા. ૧૧

પદ ૩૨ મું—(ઢાળ એ જ)

રાઘવ રમતાં રે આંગણે, કુંવર ચારેની જોડ્ય ટેક
દીઠ સખી હરખે ઉતાવળો, પહોંચે મનના કોડ રાઘવ૦ ૧
કાળા કેશ બહુ ફરફરે, શોભે સુંદર મુખ;
વળી વળી વિચારે માવડી, શાં તપે સાધ્યાં આ સુખ? રાઘવ૦ ૨
વશિષ્ટ વર્ણવે રાયને, રાય પૂરણ તમ પુન્ય;
ધ્યાતા ધરતા રે ધ્યાનમાં, કરતા વેદની ધુન્ય. રાઘવ૦ ૩
પાયે વાગે રે ઘૂઘરા, વાગે ધમધમ ધમધોર.
રમણીક રૂપ હું શું કહું, જોડી બાળકિશોર. રાઘવ૦ ૪
બાંધ્યા ખોસ્યા કંદોરડે, નાનાં ધનુષને બાણ;
ચંચળ નિહાળે ચોદશા, શોધે નિશિચરના પ્રાણ. રાઘવ૦ ૫
કરમાં લીધો ગેડીદડો, ચાલ્યા સરજુની તીર;
પૂઠે લક્ષ્મણજી દોડતા, ઉભા રહો રઘુવીર. રાઘવ૦ ૬
જોડી મળી યુવરાજની ચાલે હંસની ચાલ;
મુખડાં દેખી મુનિ ચળે, નીરખી થાયે બેહાલ. રાઘવ૦ ૭
શ્યામ વર્ણ શરીરનો, જાણે ઉદયા છે ભાણ;
આદિત્ય ઉનાળે આકરો, શ્રીવર શોભાની ખાણ. રાઘવ૦ ૮
દૂરથી દડુલો દોટાવિયો, જઈ પડ્યો સરજુને પાર;
અતિબળ બાહુમાં તરવરે, ઉતારવા ભૂતળનો ભાર. રાઘવ૦ ૯
કોમળ વચને બહુ કરગરે, હો ઋષિ દડુલો આલ.
સ્વામી સરજુનું શું ગજું? કરશો સાગરમાં પાળ. રાઘવ૦ ૧૦
એક આશ્ચર્ય હું શું કહું, ટાળશો દશશીશનો ઠામ;
ભય નહિ રાખો બ્રહ્માંડમાં, નિવારશો નિશિચરનું નામ. રાઘવ૦ ૧૧
મહિમા મોટો ઋષિ કહે, કારણે સરવનું થાય;
લઘુ લઘુ વેશે એ નાટકો, વેદ વૃક્ષનું મૂળ. રાઘવ૦ ૧૨
ધ્યાને શોધ્યું સમાધિમાં, આત્મા અકળ સ્વરૂપ;
બાલમુકુન્દ રઘુનાથજી, રાજા રવિકુળ ભૂપ. રાઘવ૦ ૧૩

## પદ ૩૩ મું–(ઢાળ જુદો)

ગુરુ આવ્યારે, ગુરુ આવ્યા, રૂડા ગાધજ રામ બોલાવ્યારે. ૧
પૂજા કીધી, પૂજા કીધી, ઋષિ અવિચળ આશિષ દીધીરે. ૨
પૂછે રાજા, પૂછે રાજા, કહો અમ સરખું કાજરે. ૩
ગુરુ ભાખે, ગુરુ ભાખે, નૃપ કોણ પૂછે તમ પાખેરે. ૪
નૃપ મોરા, નૃપ મોરા, બહુ રાક્ષસ ભય કઠોરારે. ૫
યજ્ઞ ભાગે, યજ્ઞ ભાગે, તમો બાળક લઈશું આગેરે. ૬
રાજા ધ્રૂજે રાજા ધ્રૂજે, મુનિ આગળ કાંઈ ન સૂઝેરે. ૭
ગુરુ મારા, ગુરુ મારા, બહુ કષ્ટે પામ્યો છું કુમારારે. ૮
રાજા બોલે, રાજા બોલે, એને દુખડે તે ડુંગર ડોલેરે. ૯
ગુરુ મોરા, ગુરુ મોરા, સુત કોમળ વયે કિશોરારે. ૧૦
અમો ચાલું, અમો ચાલું, તમ મખનું કરૂ રખવાળુંરે. ૧૧
ગુરુ કહે છે, ગુરુ કહે છે, ધરણી ધર્મધુરંધર એ છે રે. ૧૨
માટે માગું, માટે માગું, સુર સમસ્તનું દુઃખ ભાગુ રે. ૧૩
તજો ચિંતા, તજો ચિંતા, અમો ભણાવું વેદની સભ્યારે. ૧૪
સત્ય વાણી, સત્ય વાણી, રામ યોગ્ય લઈ આવશું રાણીરે ૧૫
રાજા રીઝ્યા, રાજા રીઝ્યા, હર્યો બાળક આલ્યું બે બીજારે. ૧૬
આજ્ઞા દીધી, આજ્ઞા દીધી, સુત સિધાવા સામગ્રી કીધીરે. ૧૭
થયા ઉભા, થયા ઉભા, સ્વામી સભા થકી સુરસુખારે. ૧૮
નહિ ઘોડા, નહિ ઘોડા, બાળા કેશ કસ્યા અંબોડારે. ૧૯
ચાપ ખાધે, ચાપ ખાધે, કેસકસતા ભાથા બાધેરે. ૨૦
કમર કસી, કમર કસી, મારા મનમાં એ મૂરત વસીરે. ૨૧
દીઠે લટકે, દીઠે લટકે, પ્રભુ આડો પંથ જોઈ અટકેરે. ૨૨
શિશુ પૂછે, શિશુ પૂછે, સ્વામી સીધે મારગ શું છે રે? ૨૩
સુણો બાળા, સુણો બાળા, ત્યાં રાક્ષસ ઘોર વિકરાળારે. ૨૪

રણ સર્જું, રણ સર્જું, જોતાં જન જડે નહિ જૂનુંરે. ૨૫
જઈશું જુદા, જઈશું જુદા, અમો સુરજવંશી સુધારે. ૨૬
નહિ વાંકે, નહિ વાંકે, ભૂપ ભોમીના ભય કેમ સાંખેરે. ૨૭
કર્યા ટંકારા, કર્યા ટંકારા, રંકા ધસતી વદે મારો મારોરે. ૨૮
તાણ્યાં તીર, તાણ્યાં તીર, છેદ્યાં દુષ્ટ કઠોર શરીરરે. ૨૯
દિવ્ય નારી, દિવ્ય નારી, ધણી ભાખણુ શ્રાપ ઓધારીરે. ૩૦

## પદ ૩૪ મું

પ્રભુ ત્યાંથી પધારે વિદાય, પરિશ્રુ પહેલાં કર્યાં;
મુનિ અંગ ઉલટ ન માય, સંગ બે બાળ મળ્યા ૧
આવ્યા આનંદે આશ્રમ માંહ્ય, શુદ્ધ ભોમી બ્રહ્મ સભા;
દેખી શ્યામળ ગૌર શરીર, સહુ મુનિ થયા ઉભા. ૨
મળ્યા અંગ સંગ રૂષિરાય, આવ્યા તે યજ્ઞસ્થાને;
મુનિસંગ શોભે બે વીર, રવિ શશી સમ જાણો. ૩
ભરપૂર રહ્યા બ્રહ્માંડ, સાધ્ય કરે સુરતણી;
મુનિ મનન કરે દિનરેણુ, દીપાનાથ દિનમણી. ૪
મારી સુરજવંશીમાં સાખ, "ધાક હવે પાડું" સહી;
કરું નિષ્કંટક નિરધાર, ભોમીભય રાખુ નહિ. ૫
હોમો હવ્ય સહિત બહુ ઘૃત, વાધો વહ્નિ ઘૃત પી ઘરા;
જેનો ધૂમ્ર ગયો આકાશ, ધસ્યા દુષ્ટ ક્રોધે ભર્યા. ૬
કરવા માંડ્યો જગ્નનો ભંગ, સજ્જ બન્યા રામ પોતે;
લેવા સુબાહુના પ્રાણ, સુરમુનિ સર્વે જોતે. ૭
કર કોમળે ગ્રહ્યાં બાણ, પ્રાણ હર્યાં પાપી તણા;
મેહેલ્યો મારીચ સાગરતીર, આગે અરિ હણ્યા ઘણા. ૮
જય જય જગતપ્રતિપાળ, બાળ કેમ માનું હમો;
મહા માયાથી સ્રીયાખેલ, ત્રિગુણમાં તત્ત્વ તમો. ૯

પ્રભુ ક્રીડા કરે દિનરેણુ, જોઈ ઋષિ રીઝે ઘણું;
'આવી કંકોતરી ઋષિ ઘેર, જનકપુર કાજ બણ્યું. ૧૦
કહે વિશ્વામિત્ર, હો રામ, કામ આજ કરવુ સહી;
કરો ત્ર્યંબકના ત્રણ ભાગ, જનકપુર જુગતે જઈ. ૧૧

કસ્યું પીતાંબર નીજ કેડ, તેડી ઋષિ પંથે વળ્યા,
કોઈ વિપ્રનાં વર કન્યાય, શુભ શુદ્ધ શુકન મળ્યા. ૧૨
જોઈ મોહ પામ્યા મુનિ મન, વન આવ્યા ગૌત્તમના;
બોલે શુક હંસ ચકોર, શુદ્ધ 'સરોવરના. ૧૩
માંહે ભ્રમર કરે ગુંજાર, હાર શોભે કમળતણી;
મીન મકર કરે જળપાન, માંહી મસ્તાન બણી. ૧૪
ઉપર પુષ્પલતાની વેલ, કેળ ભારે ઝૂલી રહી;
વળી ઝમરુખ જાંબુ ને જાંબ, નાળ નારંગ રહી. ૧૫
અખોડ બદામ ને દ્રાક્ષ, સાખ ભરી આંબા તણી;
આગણિયે છે અગ્નિહોત્ર, કુંડ પાસ મઢી બણી. ૧૬
પડ્યો સરવો સાદડી સાજ, કાજ ઈનાં કુણ કરે;
પ્રભુ રમતા પેઠા ..માંહી, શૂન્ય જોઈ પાછા ફરે. ૧૭
ગુરુ પ્રત્યે પૂછે રામ, ઠામ આ કહોજી કુનો;
મારું મન પામે વિશ્રામ, કહો કેમ પડ્યો સૂનો. ૧૮
વિશ્વામિત્ર કહે સુણો તાત, વાત જે પૂછો તમો;
મહા માયાથી રચિયા ખેલ, પૂછો તો કહું છું અમો'. ૧૯
અહિં હતી ગૌતમકેરી નાર, સતીમાં શિરોમણિ;
જોઈ વિહ્વળ થયા સુરરાય, કરી વાત છળના તણી. ૨૦
મુનિ ગયાતા ગંગાતીર, સૂર્યને અર્ઘ્ય દેવા; ,
જેની દૃષ્ટિ તપે ત્રિકાળ, સિદ્ધમાં સનક જેવા. ૨૧
મુનિ મધ્યાન્હે આવ્યા ઘેર, પેર એ ને કોણ કહે;
યોગદૃષ્ટિએ જુએ જે મન, જ્ઞાનમાં સર્વ લહે. ૨૨

ઈંદ્ર આવી કરી ગયો જાર, માંજારનો વેશ લીધો;
મુનિને તનમન વ્યાપ્યો ક્રોધ, શક્રને શ્રાપ દીધો. ૨૩
થયો સહસ્ર ભગ સુરરાય, શરીરની શોભા ગઈ;
અહલ્યા થઈ પડી પાષાણ, ઓધારોને આજ સહી. ૨૪
પ્રભુ બાળપણાનો વેશ, ઠેસ મારી જ્યાં હતી શલ્યા.
થયું મહા મનોહર રૂપ, થઈ નાર રૂપે ઉભી અહલ્યા. ૨૫
જય પૂરણ બ્રહ્મ દયાળ, આળ મને અલ્પ ચડ્યું;
પાપી પંડ થયો પાષાણ, કોણ પુન્યે ચર્ણ અડ્યું. ૨૬
ચરણે શુક સનકાદિક ધાય, ગાય શ્રુતિ વેદ વિશે;
જોગી નિશદિન જપતા જાપ, ધ્યાનમાં કોક દેખે. ૨૭
ચર્ણ રેણુ તણો મહિમાય, સદાશિવ સસ લહે;
શેષ શારદા ન લહે પાર, ગ્રંથમાં ગોતી રહે. ૨૮
અમો અબળા અધમ અજાણ, વાણુ મુજ ચાલે નહિ;
નયણે વહે છે નીર નિરધાર, કર જોડી ઉભી રહી. ૨૯
સતી શાને કરો છો શોક, દોષ કાંઈ તમ તણો;
શક્ર સદાનો વ્યભિચાર, નારાયણે નીરખ્યો ઘણો. ૩૦
થયો સહસ્ર ભગ સુરરાય, સાચા એતી કોણ કરે;
તમે જઈ બેસો નિજ ધામ, જમ હવે નહિ જ ફરે. ૩૧
અહલ્યા લળી લળી લાગે પાય, જાય નિજ ધામ ભણી;
ધણી બ્રાહ્મણના રઘુનાથ, આવ્યા લહેર ગંગા તણી. ૩૨

### પદ ૩૫ મું–(ઢાળ બંજારાને મળતો)

તમને જાણ્યા અવધપુરી સુભા,
હો રાઘવ રહો ઉભા ઉભા. ટેક.
તમો પાષાણની કરી નારી,
અમો વાત કહું છું વિચારી. હો રાઘવ ૧

તમો ચર્ણમાં પડિયા જંત્ર,
મોટા મુનિ સધાવે મંત્ર. હો રાઘવ. ૨
તમો બાળક પણ બહુ રંગા,
તમો ચર્ણમાં પ્રગટી ગંગા. હો રાઘવ. ૩
તમો કોમળપણની કચ્યા,
મોહરૂપ ધરી થયા મચ્છા. હો રાઘવ. ૪
તમો પૂર્ણ માયા પરપંચી,
તમો નાભિથી નિરમ્યા વિરંચી. હો રાઘવ. ૫
નાથ જાણું નહિ કાંઇ ભોળો,
પૃષ્ટે મંદ્રાચળ તોળો. હો રાઘવ. ૬
તમો કર્તા ને અકર્તા,
દાઢાએ ધરણી ધરતા. હો રાઘવ. ૭
તમો મટાડો ગર્ભનિવાસા
નરસંઘ થૈ સ્થંભ પ્રકાશા. હો રાઘવ. ૮
પાણી પહેલી બાંધુ પાળ,
છળી બળી ચાંપ્યો પાતાળ. હો રાઘવ. ૯
વળી વાત કહું છુ છેલી,
માતા શિર પર ફરસી મેલી. હો રાઘવ. ૧૦
અમારો નિશદિનનો વહેવાર,
માહરો કેમ જીવે પરિવાર. હો રાઘવ. ૧૧
વાહલા વાંક નથી તમારો,
આજ ફર્યો સિતારો અમારો. હો રાઘવ. ૧૨
તમો ચર્ણામૃતનો આસક્ત,
હુંને જાણો પોતાનો ભક્ત. હો રાઘવ. ૧૩
રાઘવ કહે તમો કહો તેમ કરિયે,
લાવો પાત્ર તો પગલાં ધરિયે. હો રાઘવ. ૧૪

વાળી નાવ પોતાને હાથે,
બીસે પખાળ્યા ચર્ણ રઘુનાથ. હો રાઘવ. ૧૫
નારી નીર લઈ ચર્ણ ચોળે,
મિન્દ તે તંત્રને બોલે. હો રાઘવ. ૧૬
પાય ધોઈને કીધાં પાન,
ટળી નાર થયું વૈમાન. હો રાઘવ. ૧૭
નાથ પોંચાડયા ગંગાપાર,
ધર્યો બાલપ્રભુ રાજકુમાર. હો રાઘવ. ૧૮ *

પદ ૩૬ મું—(મારવ રાગ, મથો અંમ્રતને પેર ગુમાન: એ રાગ)

પ્રભુ ગંગાથી ઉતર્યા પાર, મિથિલાના મંગળ જોવા.
ગુરુ સંગ બે રાજકુમાર, મિથિલાના મંગળ જોવા.
એક મોટુ ને એક છે ન્હાન, મિથિલાના મંગળ જોવા.
એક ગૌર ને એક ઘનશ્યામ, મિથિલાના મંગળ જોવા. ૨
પ્રભુ દીઠે પે સ્ટકાની આશ, મિથિલાના મંગળ જોવા
જોઈ સર્વે પથા બેહાલ, મિથિલાના મંગળ જોવા. ૩
થઈ જનક રાયને જાણ, મિથિલાના મંગળ જોવા.
મુનિસંગ બે શોભાના ખાણ, મિથિલાના મંગળ જોવા. ૪
લઇ પૂજાનો ભરી થાળ, મિથિલાના મંગળ જોવા.
રાજા સામા આવ્યા તત્કાળ, મિથિલાના મંગળ જોવા. ૫
વાજે વાજીંત્રના નિર્ઘોષ, મિથિલાના મંગળ જોવા.
રૂપ જોઈ મોહે ત્રિભલોક, મિથિલાના મંગળ જોવા. ૬
આપ્યા ઉત્તમ અનોપમ વાસ, મિથિલાના મંગળ જોવા.
ગુરુ સહિત રહ્યા અવિનાશ, મિથિલાના મંગળ જોવા. ૭
રાજા પૂછે ને સુત સામુ જોય, મિથિલાના મંગળ જોવા.
જોઈ જોઈ મનડું મોહ્ય, મિથિલાના મંગળ જોવા. ૮

---

* આ પદના ભાવને વ્યક્ત કરતું બાલપ્રભુનું બીજું પદ મળી આવે છે. જુઓ: પરિ. ૬ નું પદ ૧૧ મું.

તમો ક્યાંથી લાવ્યા બે બાળ? મિથિલાના મંગળ જોવા.
કિયા સુત કેરા ભૂપાલ ? મિથિલાના મંગળ જોવા. ૯
તમો સાંભળો રાય વૈદેહ, મિથિલાના મંગળ જોવા.
મારે દશરથ સાથે સ્નેહ, મિથિલાના મંગળ જોવા. ૧૦
અમો માગી લાવ્યા બે બાળ, મિથિલાના મંગળ જોવા.
મમ મખ કરવા રખવાળ, મિથિલાના મંગળ જોવા. ૧૧
મમ જગન કરાવ્યો સપૂર્ણું, મિથિલાના મંગળ જોવા.
ભૂમીભાર સંહારતો મલવર્ણું, મિથિલાના મંગળ જોવા. ૧૨

ઇના પ્રાક્રમનો નહિ પાર, મિથિલાના મંગળ જોવા.
માર્યા રાક્ષસ ચૌદ હજાર, મિથિલાના મંગળ જોવા. ૧૩

આવી કંકોતરી અમ ઘેર, મિથિલાના મંગળ જોવા.
અમો નિસર્યા આનંદ ભેર, મિથિલાના મંગળ જોવા. ૧૪
ચર્ણું ઓધારી ગૌતમનાર, મિથિલાના મંગળ જોવા.
રામપ્રાક્રમનો નહિ પાર, મિથિલાના મંગળ જોવા. ૧૫

રાજા સુણતાં થયા રળિયાત, મિથિલાના મંગળ જોવા.
જઇ સુનયનાને કીધી વાત, મિથિલાના મંગળ જોવા. ૧૬
આવ્યા ઇક્ષ્વાકુકુળ ગાદીના રાય, મિથિલાના મંગળ જોવા.
જેના ભાલણજન ગુણ ગાય, મિથિલાના મંગળ જોવા. ૧૭

## પદ ૩૭ મું-(ઢાળ ઉપરનો)

પ્રાતરકાળે ઉઠ્યા રામ, સીયાજીના સ્વયંવર વિષે.
શુદ્ધ આચમન કીધાં તે ઠામ, સીયાજીના સ્વયંવર વિષે. ૧
સ્નાન ધ્યાન કર્યાં બે ભ્રાત, સીયાજીના સ્વયંવર વિષે.
થઈ મનમા રહે રળિયાત. સીયાજીના સ્વયંવર વિષે. ૨
ગુરુ ચરણે નમાવ્યાં શીશ, સીયાજીના સ્વયંવર વિષે.
મુનિ અવિચળ દીધી આશિષ સીયાજીના સ્વયંવર વિષે. ૩

ચાલ્યા નગર જોવા રઘુનાથ, સીતાજીના સ્વયંવર વિશે.
લટકાળો લક્ષ્મણ સાથ. સીતાજીના સ્વયંવર વિશે. ૪
જોયો નગરતણો ઉજાશ, સીતાજીના સ્વયંવર વિશે.
જાણે લક્ષ્મીએ પૂર્યો વાસ. સીતાજીના સ્વયંવર વિશે. ૫
આંગણે આંગણે કેળના થંભ, સીતાજીના સ્વયંવર વિશે.
જળ ભરી મેલ્યા કુંભ. સીતાજીના સ્વયંવર વિશે. ૬
વાજે ઢોલ દદામાં ને ભેર, સીતાજીના સ્વયંવર વિશે.
આનંદ ઓચ્છવ ઘેરેઘેર. સીતાજીના સ્વયંવર વિશે. ૭
ધ્વજા પતાકા હારોહાર, સીતાજીના સ્વયંવર વિશે.
દીપક હાંડીનો નહિ પાર. સીતાજીના સ્વયંવર વિશે ૮
રંગ્યાં છજાં બારી ને ગોખ, સીતાજીના સ્વયંવર વિશે.
માણેક મોતીએ પૂર્યા ચોક. સીતાજીના સ્વયંવર વિશે. ૯
ઠર ઠામની કંચન થાળ, સીતાજીના સ્વયંવર વિશે.
ગાયે માનુની મંગળ સાર. સીતાજીના સ્વયંવર વિશે. ૧૦
આવ્યા ધનુષતણો જ્યાં જાગ, સીતાજીના સ્વયંવર વિશે.
ભૂપ બાઉ નહિ બોમી ભાગ. સીતાજીના સ્વયંવર વિશે. ૧૧
આવ્યા રઘુવંશ ગાદીના રાય, સીતાજીના સ્વયંવર વિશે.
જોઈ નૃપ સર્વે ઉભા થાય. સીતાજીના સ્વયંવર વિશે. ૧૨
રાજા ઝાંખા પડી ગયા એમ, સીતાજીના સ્વયંવર વિશે
રવિ આગળ તારા જેમ. સીતાજીના સ્વયંવર વિશે ૧૩
નિજ બાગ જોવા રઘુવીર, સીતાજીના સ્વયંવર વિશે.
મહા ધનુર્વિદ્યામાં ધીર. સીતાજીના સ્વયંવર વિશે. ૧૪
સીતા કહે, હે મારી માય, સીતાજીના સ્વયંવર વિશે.
ગૌરી પૂજ્યાનો મહિમાય. સીતાજીના સ્વયંવર વિશે. ૧૫
ગૂથી વેણી જેમ વળગ્યો શેષ, સીતાજીના સ્વયંવર વિશે.
નયને કાજળ સાર્યાં રેષ. સીતાજીના સ્વયંવર વિશે. ૧૬

મુખ શરદપૂનમનો ચંદ, સીયાજીના સ્વયંવર વિશે.
નાકે નય મનમથના ફંદ. સીયાજીના સ્વયંવર વિશે. ૧૭
કુંકુમ આડ બિરાજે ભાલ, સીયાજીના સ્વયંવર વિશે.
શિર દામણી ઝગેકે, ઝાલ. સીયાજીના સ્વયંવર વિશે. ૧૮
ધર્યાં ભૂષણ ભાત વિચિત્ર, સીયાજીના સ્વયંવર વિશે.
કન્યા વસ્ત્ર પહેર્યાં પવિત્ર. સીયાજીના સ્વયંવર વિશે. ૧૯
કંઠે ઘરેણાંનો નહિ પાર, સીયાજીના સ્વયંવર વિશે.
પાયે ઝાંઝરનો ઝમકાર. સીયાજીના સ્વયંવર વિશે. ૨૦
લઈ પૂજાનો ઉપહાર, સીયાજીના સ્વયંવર વિશે.
સતી ચાલ્યાં ગૌરીને દ્વાર. સીયાજીના સ્વયંવર વિશે. ૨૧
ગૌરીપૂજા કરે ભલી ભાત, સીયાજીના સ્વયંવર વિશે.
વર માગવા મોટી ખાંત. સીયાજીના સ્વયંવર વિશે. ૨૨
ધૂપ દીપ ને પુષ્પના હાર, સીયાજીના સ્વયંવર વિશે.
ખટરસ ભોજન તાંબૂલ સાર. સીયાજીના સ્વયંવર વિશે. ૨૩
પૂજી અરચીને લાગ્યાં પાય, સીયાજીના સ્વયંવર વિશે.
દેવી ચાલે મંદિરની માંય. સીયાજીના સ્વયંવર વિશે. ૨૪
આવ્યાં રૂમઝૂમ કરતાં દ્વાર, સીયાજીના સ્વયંવર વિશે.
સખી સહિત સીયા-સુખસાર. સીયાજીના સ્વયંવર વિશે. ૨૫
અંબા ઓટલે ઉભાં સર્વ, સીયાજીના સ્વયંવર વિશે.
સીતા કહે મને પડીઓ ભર્મ. સીયાજીના સ્વયંવર વિશે. ૨૬
બેની પશ્ચિમ ઉગ્યો ભાણ, સીયાજીના સ્વયંવર વિશે.
મારૂં મનડું થયુંરે અગનણ. સીયાજીના સ્વયંવર વિશે. ૨૭
પુષ્પલતામાં ઉગ્યો સૂર, સીયાજીના સ્વયંવર વિશે.
જેનાં તેજ વધ્યાં ભરપૂર. સીયાજીના સ્વયંવર વિશે. ૨૮
બેની મા કરો સોગામોર, સીયાજીના સ્વયંવર વિશે.
સીના નિહાળે ચંદ્ર-ચકોર. સીયાજીના સ્વયંવર વિશે. ૨૯

ઐની સૂરજવંશીના , જીના સ્વયંવર વિશે.
જેને તેડી લાવ્યા મુનિજન. સીયાજીના સ્વયંવર વિશે. ૩૦
રાઘવ કહે છે હો રખવાળ, સીયાજીના સ્વયંવર વિશે.
તારા બાગમાં આળપંપાળ. સીયાજીના સ્વયંવર વિશે. ૩૧
નથી ગિરિ ગહવર આકાશ, સીયાજીના સ્વયંવર વિશે.
ભાગ્યભાનુ થયો છે પ્રકાશ. સીયાજીના સ્વયંવર વિશે. ૩૨
થયો દામનીનો, ચમકાર, સીયાજીના સ્વયંવર વિશે
ચાપ આશ્ચર્ય અધિક આ વાર. સીયાજીના સ્વયંવર વિશે. ૩૩
એ તો જનકસુતા મહારાજ, સીયાજીના સ્વયંવર વિશે.
દેવી પૂજવા આવ્યાં આજ. સીયાજીના સ્વયંવર વિશે. ૩૪
માંહેમાંહે જાણી રહ્યાં મર્મ, સીયાજીના સ્વયંવર વિશે.
એનો કોઈ ન જાણે ભર્મ. સીયાજીના સ્વયંવર વિશે. ૩૫
આવ્યાં રૂમઝૂમ કરતાં બહાર, સીયાજીના સ્વયંવર વિશે.
ધણી ભાલણુ રાજકુમાર. સીયાજીના સ્વયંવર વિશે. ૩૬

## પદ ૩૮ મું

(ઢાળ. હો જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજિયે. તેને મળતો)

કહો રઘુવર રામ, મહાસુખધામ, આવડો અંબાનો પરચો કેમ પાયો;
મમપ્રાણ આધાર, રાજકુમાર, આવડો અંબાનો પરચો કેમ પડયો. ટેક.
કહે વિશ્વામિત્ર, પર્મ પવિત્ર, ભવાની ભરપૂર રહી બ્રહ્માંડમાં ઠાલો નહિ;
રામ ધામો ધામ, આદ્યશક્તિ, અંબા સઘળે લહી કહો. ૧
જેની અનંત કાય, કે ન વર્ણવી જાય, એવું બ્રહ્માદિક સુરા ભમે;
તંતુપટ જેમ, વ્યાપક તેમ, વિશ્વ વિશે વિલમી અંબા રમે. કહો. ૨
પ્રગટયા એ આપ, ભાગે શિવાનું ચાપ, વર આપે વંદાવિની સુખ દેશે સહી કહો.
દશાનન રાય, અતિ અકળાય, છપતો આવ્યો મધ્ય નિશાયે તે સમે;
નિદ્રામાં સર્વ, આણી ગર્વ, ધનુષશાળામાં પેઠો મદ ક્રમે ભમે કહો. ૪

(રાગ-ઢાળદેર. ઓખાહરણમાંના)

શંકર સમરીને ઘાલ્યા હાથ, સહાય કરો ત્રિભુવનનાથ. ૧
ત્ર્યંબક તસુ માત્ર ન હાલે, બહુ બાહુબળે કર ઘાલે. ૨
થરથર ધ્રૂજે ને કાંઈ ન ચાલે, પાછા ધનુષ તળે કર ઘાલે. ૩
ગર્વ મેલ્યો રાવણ રાણા, ધનુષ ભાગ્યુ ના કર ચંપાણા ૪
પીડા પામી ધ્રૂજે કાય, પડી ભુનાદો નાઠો જાય. ૫
જાતાં ભૂપતિ મન વિચારે, ધનુષ ભાંગે તે મુજને મારે. ૬
આજ સભામાં પેખું પ્રત્યક્ષ, વેરભાવે જેને લાગ્યો લક્ષ ૭
તતક્ષણ ફેડે મુજ ઠામ, ભાલણપ્રભુ શ્રી રામ. ૮

પદ ૩૯ મું (ઢાળ ઉપરને મળતો)

રાયે દૂત પ્રેર્યા તેણી વાર, તમે સૌ રાઓ તૈયાર. સદાશિવનું ચાપ વધાવો ટેક
રાય ચરામાં સરદાર, ઢાલી શાને લગાડો વાર. સદાશિવ૦ ૧
ઈમ કહે છે રાય વૈદેહી, તમો ધનુષ ભાગો ભાઈ કોઈ. સદાશિવ૦ ૨
એમ સુણતાં ઉભા થયા શૂર, જાણીએ સાગર વાધ્યાં પૂર. સદાશિવ૦ ૩
વાજે ઢોલ દદામાના નાદ, સુણી બહુ પામ્યા હુલાદ. સદાશિવ૦ ૪
ત્યાંહા વરણાગિયા છે નરેશ, કીધો ધનુષશાળામાં પ્રવેશ. સદાશિવ૦ ૫
જોવે ધનુષ ઉપાડવા જાય, હાથ ધ્રૂજે ને લથડે રાય. સદાશિવ૦ ૬
ત્યારે શિથિલ થયાં તેનાં ગાત્ર, ચાપ હાલ્યું નહિ તલમાત્ર. સદાશિવ૦ ૭
એવો રામ તણો રે પ્રતાપ, નાસે ગરૂડ આગળ જેમ સાપ. સદાશિવ૦ ૮
ગજા જનકને ચિંતા હોય, નથી રાણીજાયો કહે કોય. સદાશિવ૦ ૯
સુણી નીચુ નિહાળે નરેશ, ત્યારે ધડધડી ઉઠ્યા શેષ. સદાશિવ૦ ૧૦
રાજા શું બોલો છો અજાણ ! પાડું પૃથ્વીમાં ભંગાણ સદાશિવ૦ ૧૧
કહો તો ઉતરૂં આકાશ, તારી સભામાં પાડું ત્રાસ. સદાશિવ૦ ૧૨
તમો વિચારી કરો વાત, બેઠા દિનમણુ શ્રી રઘુનાથ. સદાશિવ૦ ૧૩
તમો દીઠાને અશરણશરણું, ભાગો ચાપ કરો પાણીગ્રહણ. સદાશિવ૦ ૧૪
કરો જનકસુતાની સાથ, જેના ભાલણજન ગુણ ગાય. સદાશિવ૦ ૧૫

### પદ ૪૦ મું

(ઢાળ: પદ ૩૭ માનો)

ગુરુ કહે છે હો રાજન રામ, ઉભા થાઓ અવધધણી,
પૂરો જનકસુતાની હામ, પધારો પ્રીત કરી. ૧
તમો મહા બળિયા ભૂપાળ, લ્યો સતી તણી સંભાળ. પધારો૦ ૨
એવું કહેતાં ઉઠ્યા રઘુનંદ, જાણે તારા સમીપે ચંદ. પધારો૦ ૩
ગુરુચરણે કર્યા પ્રણામ, ગુરુ મન પામ્યા વિશ્રામ. પધારો૦ ૪
જોવા નગરનિવાસી આવે, પુષ્પ અક્ષત લઈ વધાવે. પધારો૦ ૫
જોવા દેવ ચઢ્યા વૈમાન, બોલે બંદીજન જય જય વાણ. પધારો૦ ૬

### પદ ૪૧ મું

ઉઠ્યા અવધપતિ રઘુરામ, આવ્યા ચાપ પડ્યું જેહે ઠામ;
જોઈ કિશોર વીર ગંભીર, સતી સીતાને આવી રે ધીર. ઉઠ્યા૦
"અંબા સફળ શ્રીરામને કરજો, ધનુષ્યભંગ કરી મને વરજો."
એમ સ્તુતિ કરે છે સીતાય, ગ્રહ્યું ચાપ ત્યાં રામરાય. ઉઠ્યા૦
પુષ્પ પેરે તે ચાપને લીધું, કરી કટકાને મૂકી દીધું;
થયા નૃપતિ સભાના દંગ, થયો દશાનન માનભંગ. ઉઠ્યા૦
વર્ત્યો સભા વિશે જયકાર, આવ્યાં જનકકુમારી તે ઠાર;
વરમાળા વૈદેહી લાવી, પ્રેમે રામને કંઠ પહેરાવી. ઉઠ્યા૦
થયા ઢોલ દુંદુભિનાદ, ગાયે માનુની મંગળસાદ;
પુષ્પવૃષ્ટિ કરે સુરસાથ, રીઝે ભાલણપ્રભુ રઘુનાથ. ઉઠ્યા૦

## ૨. બાળકૃષ્ણની લીલાનાં પદ

પદ ૧ લું—રાગ ગોડી.

કપટે આવી કામિની, સજી સર્વ શૃંગારજી;
બાળકને ભોળવવા મિષ્ટે, ધર્યું રૂપ અપાર. હરિને નવ જાણે. ૧
આવી તે પ્રેરેલી કંસે, કાળ તણો જે કાળજી;
હણતી હીંડે જ્યાં ત્યાં સઘળે, ઘરઘર નાનાં બાળ. હરિને૦ ૨
[1] છૂટી લટ કુચ પર સોહંતી, ચાલંતી અતિ લટકેજી;
વ્રજજન કેરાં ચિત્ત ચોરંતી, અંગ મરોડે મટકે. હરિને૦ ૩
વેણી માંહે માલતી ઘાલી, ગજેન્દ્રગતિની ચાલજી;
કર કંકણ સોહે મુદ્રિકા, નથની ઝાક ઝમાળ. હરિને૦ ૪
ઓઢે અંગે સાડી પહેરી, કટી કિંકણી ઝણકારજી;
સુંદરી મદપની ચાલે ચાલે, ડગમગ નૂપર ભાર. હરિને૦ ૫
મંદ હાસ્ય ને મુખ મરકલડે, ચપળ નયન નિહાળેજી;
પાગે વીંછિયા રણઝણે, ચહુદિશ મીટડી ઘાલે. હરિને૦ ૬
ઉર સ્તન તે વિષે ભર્યાં, મદપંતી તે આવીજી;
વિરમે પાપી ગોપિકા, કોયે નવ બોલાવી. હરિને૦ ૭
[2] વ્રજવિનતા મન ચિંતવ્યું, કે નારાયણને જોવાજી,
લક્ષ્મી શું ચાલી આવે આ, વિરહવેદના ખોવા. હરિને૦ ૮

---

[1] સરખાવો:— "કચનટ મુખપરિ લટકતી સુણિ સુંદરી."
—(ભાલણકૃત કાદંબરી પૃ. ૫૮)

[2] પાઠાંતર—"વ્રજવિનતાએ ચિંતવ્યું, નારાયણને જોવાજી;
લક્ષ્મી ચાલી આવે છે, વિરહ વેદના ખોવા."
—બૃ. કાવ્યદોહન ભં. ૨ જો.

સુંદરી સહુ સામું જુએ, તે આવી નંદને ઘેરજી;
યશોદાજી વિસ્મે થયાં, ન લહી એહની પેર. હરિને૦ ૯
પારણામાંહિ પોઢિયા' સ્વામી જુગજીવનજી;
મળવાને આવી જાણી, મીચ્યાં ત્યાં લોચન. હરિને૦ ૧૦
પાવક ભસ્મે ઢાંકિયો, ત્યમ ગોપવ્યું તેજજી;
શ્યામાએ શ્યામજી તેડયા, અંતર અવળું મુખ હેજ. હરિને૦ ૧૧
પડિયારે જેમ ખડગ ઢાંક્યું, ત્યમ બોલે મધુરી વાણીજી;
માતા તેને પરે નહિ, ઉતમ સ્ત્રી કો જાણી. હરિને૦ ૧૨
જ્યમ જાણી દોરડી, સુતો લે ભુજંગજી;
તેમ તેણીએ કાળ આપણો, લીધો ત્યાં ઉચ્છંગ. હરિને૦ ૧૩
કહે એ નાનડિયો નીરખતાં, અતિશે લાગે મીઠોજી;
મેં તો કોટિક બાળક નીરખ્યાં, પણ એવો નથી દીઠો. હરિને૦ ૧૪
કુમંતિ રતન વિષથી ભરિયાં, સુખમાં મેલે નારજી;
બેઉ કર ભીડીને ધાવે, પીએ પ્રાણ મુરાર. હરિને૦ ૧૫
મેલો મૂકો મહાવજી, કરતી અતિ આક્રંદજી;
ચરણ પાણ ચહોદિશ નાખે, શબ્દ ગાત્ર મતિ મંદ. હરિને૦. ૧૬
આંખ ફાટી ગઈ કેશ મોકળા, વિકલ થયાં સહુ ગાત્રજી;
જીવ ગયો પડી તે પૃથ્વી, પોઢી પર્વત માત્ર હરિને૦ ૧૭
ગાય વાછરું ચૂરણ કીધાં, પડતાં તેનો દેહજી;
શબ્દ દિશ સઘળી વળી, ગ્રહ તારાગણ જેહ. હરિને૦ ૧૮
શબ્દ સાંભળી તેહનો, આવ્યો સઘળો સાથજી;
ઉર ઉપર રમતા દીઠા, બાલણપ્રભુ રઘુનાથ. હરિને૦ ૧૯

પદ ૨ જું–રાગ ધન્યાશ્રી.

મહાવજી પૂછે વાત માતને, મુખ શ્યામ શરીર રે;
રોમાંચિત તમો શું થયાં, નયણે પ્રગટયું નીર રે. મહાવજી. ૧
યશોદા એણી પેરે ઉચ્ચરે, મુખડું જોતાં તારું રે;
અતિ આનંદે કરી થયું છે, પુલકિત તન ત્યાં મહારૂં રે. મહાવજી. ૨

વચન મનોહર માંભળી, હરજીએ લીધો આડો રે;
એવું સુંદીર જે કહો છો, આઈ મુજને દેખાડો રે. મહાવજી. ૩
જે કો'છો તે તણી કાંતિ તણું, કહ્યું ન જાયે લેખું રે,
હું એમ મનમાં જાણુ છું, એકવાર હું દેખું રે. મહાવજી. ૪
વળતી માતા એમ વદે છે, તે તું કયમ દેખે તંન રે;
મેં તો એવું કીધુ છે તેવું, તારે નથી કંઈ પુણ્ય રે. મહાવજી ૫
બોલ સાંભળી જનુનીના, હઈડા માંહે હસિયા રે;
ભાલણપ્રભુ રઘુનંદન ત્યારે, સામું જોઇ મન વસિયા રે. મહાવજી. ૬

## પદ ૩ જું—રાગ કેદારો.

માતાને મોહન ધાવે, અતિશે લાગે મીઠું રે;
ચૂને પય ઉભરાવા લાગ્યું, યશોદાએ તે દીઠું રે. માતાને૦
અધધાવતો મૂક્યો અવની, જનની વેગે ચાલી રે;
આંખે અતિ ખરતાં આંસુ, હરજીએ છેડલે ઝાલી રે. માતાને૦
અતિ આકળી થઈ નીસરી, બળ કરી વછોડી રે,
કસ લેઈ ગોવિંદ તે વારે, મહીની ગોળી ફોડી રે. માતાને૦
પૂર નદીની પેરે ચાલે, હરજી મુખે માખણ ખાય રે;
ઊતારીને આવે જેટલે, તેટલે કૌતુક દીઠું માય રે. માતાને૦
બાલક માંકલડાંને ખવરાવે, નાચે પ્રેમે મુદિત થાય રે;
× જનનીને આવતી જાણી, ભયભીત થઈ નાસી જાય રે. માતાને૦
કામઠી કરમાંહે લઈ, મૈયા પૂઠે થાય રે,
સાસ ભરાયે ભાલણપ્રભુ, લીલા બ્રહ્માદિક ગાય રે. માતાને૦

× પાઠાંતર—"કામિની કરમાહે લઈ, ચીમટા પૂઠે થાય રે."
—પ્ર. કાવ્યદોહન ગ્રંથ ૨ જો

પદ ૪ થું–રાગ ગોડી.

નાસીને જાશો કેટલે રે, ઉરમાં સહાશું રહાન;
હૈડું દાઝે છે મારું રે, ઘણું કર્યું છે જાન. નાસીને૦ ૧
કરમાં લઈ કામડી રે, કુંવર પૂંઠે ધાય;
રીસે લોચન રાતડાં રે, યશોદાને શ્વાસ ભરાય. નાસીને૦ ૨
મુખડું માખણ ખરડ્યું રે, ખરડ્યા છે બે હાથ;
નારીને નયણે નીર ઝરે રે, ચૌદ ભુવનનો નાથ નાસીને૦ ૩
જોવા આવી ગોવાલણી રે, ઘર ઘરની બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજી રે, મહીડું વહે છે અપાર. નાસીને૦ ૪
અંતરીક્ષમાં અમર આવિયા રે, ચઢી દેવ વિમાન;
કૌતક જોવા કૃષ્ણજીનું રે, લક્ષ્મીપતિ ભગવાન. નાસીને૦ ૫
આંગણે ફેરવે માતને રે, સુત તે કહે વચનઃ
'મને સાહી શકે નહીં રે, જો શ્રમ કરે મહાપુન્ય' નાસીને૦ ૬
શ્વાસ ભરાઈ યશોમતી રે, હાથ ન આવે તંન;
હાસ્ય કરે સર્વ ગોવાલણી રે, દુઃખે દાઝી મંન નાસીને૦ ૭
માખણ મારું લુંટિયું રે, પોતાને નવ ભાવ્યું;
વહેચી આપ્યું બાળને રે, માંકડાંને ખવરાવ્યું. નાસીને૦ ૮
દહાડી કહેતી ગોવાલણી રે, માનતી હું નહીં તેહ;
આજ પ્રત્યક્ષ દેખિયું રે, ભાગ્યો મનનો સંદેહ. નાસીને૦ ૯
નાનડિયું એક મહારે રે, સહુનું મારે કાજ;
શિખામણ દઉં અતિ ઘણી રે, જો કર આવે આજ. નાસીને૦ ૧૦
થાકી ગણી માતને રે, બેઠા સુંદરશ્યામ;
જશોદાએ ઝાલી બાંધિયા રે, ભાદણ પ્રભુજી રામ. નાસીને૦ ૧૧

પદ ૫ મું–રાગ દેશાખ.

જશોદા કોડા કહાનને, ઢોળી ગોરસ ગોળી રે;
એવડી રીસ ઘટે નહીં, તમો જાણો છો ભોળી રે. જશોદા૦ ૧

ઉજાગરે ઉમાં દુઃખ ધરે છે, બાળક સઘળી રોળી રે;
આંખડી જુઓ થઈછે રાતી, રોતાં અતિ ચોળી રે. જશોદા. ૨
હઠ કીધે કંઇ નહીં આવે, જે મહી નાખ્યું ઢોળી રે;
તમને તો દુઃખ નથી લાગતું, ભાલણજન મન હોળી રે. જશોદા. ૩

## પદ ૬ ઠું-રાગ ગરબી

નંદજીને ઘેર ખાવા ટળ્યું રે, પેલા નંદજીને૦ ટેક.
માખણ માટે બાળક બાંધ્યો, એનું અન્ન સઘળું બળ્યું રે. પેલા૦ ૧
નંદજીને ઘેર એવો કુંવર કયાથી, પૂરણ પુણ્ય ફળ્યું રે. પેલા૦ ૨
ભાલણપ્રભુ શ્રીરામ ન જાણ્યો, તેનું જીવિત્ય બળ્યું રે. પેલા૦ ૩

## પદ ૭ મું-રાગ દેશાખ.

જશોદાજી છોડો સુંદર શ્યામને હો, કઠણ દામણું ખૂંચે કોમળ અંગ હો;
નયણે હો આંસુ બહુ ઝરે હો, દેખી અતિ દાઝે મારું મન હો. જશોદા. ૧
દોહિલો કુંવર આવ્યો લાડકો હો, તે ઉપર એવડી ન કિજેરીસ હો;
સુંદીર છે બાલક અતિઘણું હો, એવા બીજા નથી દશવીસ હો. જશોદા. ૨
વહાલો છે એ આખા ગામને હો, કહો કેટલું કીધું છે એણે જાન હો;
અમો સર્વ મળીને આપીએ હો, જે વણસાડયું હોય શ્યામ હો. જશોદા. ૩
એના પગ પૂજે તમે પામિયાં હો, કયાં તમારે એવડી હુતી આથ હો;
નવનિધ આવી છે એણે કરી હો, પૂજો શે નહિ એના પાય હો. જશોદા. ૪
એવડી રીસ કરીએ નહીં હો, દયા ન આવે દેખી સુંદીર બાળ હો !
અમને દુઃખ લાગે છે ઘણું હો, રોતો દેખી મહાવજી શ્રીગોપાળ હો. જશોદા. ૫
એને નામે બંધન છૂટિયે ભવતણાં હો, તે લઈ બાંધ્યો ઉખળ સાથ હો;
આંખડી ચોળે કરે હરિ હો, ભાલણપ્રભુ રઘુનાથ હો. જશોદા. ૬

## પદ ૮ મું. (રાગઃ ગરબીનો)

બાઈ જાઓને ઘેર આપણે હો, સોડભરાઈ ફોકટ લેતી આજ હો;
ઓળંભા એના દાડો લાવતાં હો, સાંભળીને મુજને થાની લાજ હો.
બાઈ. ૧
કુંવર વણસ્યો તો અમારો હો, તમારું કાંઇ આવે ને જાય હો;
માખણનો ચોર સહુ એને કહે હો, અમારો તો મહિમા ઓછો થાય હો.
બાઈ. ૨
નવલખ ધેન દુઝે માહરે હો, આલીઆળો કરતો હીંડે આળ હો;
ખાવું ને પીવું મંદિર છે ઘણું હો, ફોકટ માટે ઘર ઘર જઈ ખાય ગાળ.
બાઈ. ૩
શિખામણ તે મ્હારી માને નહિ હો, નહિ તો કંઈ યે શાને જાય હો;
દુધ દહીં માખણ છે ઘણું હો, જાણે તો નાનુંશું રાજ થાય હો. બાઈ. ૪
મોહનનાં મીઠડાં મનનાં મેલ્યાં હો, જાણું છું પ્રેમ છે અપાર હો;
સ્વારથ સહુને વહાલો આપણો હો, પરને દુઃખ લાગે નહિ લગાર હો. બાઈ. ૫
સાચા સમ ખાશે તો છોડશું હો, શિખામણ લાગે એક વાર હો;
બાલકૃષ્ણપ્રભુની લીલા કો જાણે નહીં તો જો આવે બ્રહ્મા ત્રિપુરાર હો. બાઈ. ૬

## પદ ૯ મું–રાગ ધોળ

આવો ૨ બાઈ કૌતુક જોવા, જન્મકોટીનાં પાતિક ખોવા. આવો ૨૦ ૧
નંદજીનો કુંવર નાનડિયો, ઉખલ બાંધી ઉરપર ચડિયો. આવો ૨૦ ૨
ચોરપણું એનું લેખાણું, દેહોણીએ કીધું કાણું. આવો ૨૦ ૩
શીકું હાલે તેમ મુખ ડોલે, ઉપમા શી ત્રિભુવન તોલે આવો ૨૦ ૪
જેને ઘેર નવલખ દુઝે, તેને એવી મતિ સૂઝે. આવો ૨૦ ૫
મુખડા ઉપર છાંટા દીસે, નીરખતાં મારું મનડું હીસે. આવો ૨૦ ૬
આવ્યાં જાણશે તો પીતો રહેશે, તો ત્યાં મારૂં હૈડું હીસે. આવો ૨૦ ૭
માતા કને તો કાંઈ ન માગે, ગોપીજનનું મીઠું લાગે. આવો ૨૦ ૮
જેનો મહિમા વેદ ગાયે, બાલકૃષ્ણન પીતો ન ધરાયે. આવો ૨૦ ૯

### પદ ૧૩ મું–રાગ પરજીઓ.

સખી હું શું કરૂં રે, ઘડીયે ન રહે ઘેર રે;
બ્રહ્માદિક જાણે નહિ રે, મારા પુત્રતણી તો પેરરે. સખી. ૧
કહાન કહાન કરતી હીંડું રે, ઘેર ઘેર હીંડું જોતીરે;
કહાં ગયો મારો નાનડિયો રે, જેને નાકે નિર્મળ મોતીરે. સખી. ૨
જાણું કોની દૃષ્ટિ લાગશે રે, રૂપ જોઈને રૂડું રે;
ગાલે કરુ કાજળનું ટપકું રે, મનમાં આવે કૂડું રે. સખી. ૩
ભૂખ્યો છે નથી શિરાવ્યો રે, માખણ ભક્ષ નથી કીધું રે;
ઘણું હું તો ટળવળી રે, પણ એક ટાંક ન પીધું રે. સખી. ૪
રખે ગયો હોય એકલો રે, જમુનાની તીરે શ્યામળીઓ રે;
કહે સખી તું ક્યાંથી આવી રે, મારો પ્રાણજીવન મળિયોરે. સખી. ૫
જાણું કો ઉપાડી જશે રે, જેમ પૂતના આવી આગે રે;
દેખાડે તેને હું આપુ રે, જે કાંઈ મારી પાસે માગે રે. સખી. ૬
ઘેર ઘેર બાલક છે ઘણાં રે, બીજો કો નહિ એવોરે;
આલીગાળો દેખાડો રે, મારા શ્યામસુંદરવર જેવોરે. સખી ૭
જળ વિના જેમ માછલી રે, તેમ હું ટળવળતી રે;
સામુ જુએ સુંદરી રે, ઉત્તર નાપે વળતી રે. સખી. ૮
ઓળખે ભાગી ગઈ રે, વશ નાવે વનમાળી રે;
કો કહે મારુ ચોરી ખાધુ રે, હુ થઈ ગઈ ઓશિયાળીરે. સખી. ૯
× ખીજવવાને કોણે રાખ્યો રે, એને લઈને છાનો રે;
હૈડું મારૂ દાઝે છે રે, ખાઈ તે તો મોઢે માનો રે. સખી. ૧૦
માંકડાં વહાલાં છે એને રે, હીંડે છે પરવરિયો રે;
શ્રુ દશરથનંદન જાણિયોરે, બાલમુકુન્દ અવતરિયોરે. સખી. ૧૧

---

× પાઠાંતર:–"કો કામિનીએ રાખ્યોરે, એને ઘરમાં છાનોરે."

## પદ ૧૪ મું

આંગણુડે રમો મનમોહન; તો મન માને મારૂં રે,
પ્રાણુપેં મુજને અધિક વહાલું, સુંદર મુખડું તારૂં રે.
શરીર મેલું થયું છે સ્વામી, પકો તો નવરાવું રે,
દ્રાક્ષ, ચરવી ને ચારોળી, કહો તે આપું ખાવું રે.
ક્ષણ એક બેસો મનમોહન! ગૂંથું તારી ચોટી રે;
ફૂલેલ ઘાલીને ગૂંથું, જેમ તે થાયે મોટી રે.
નયણે કાજળ સારીને, કરૂં નિલવટ તિલક કેસરનું રે.
એને ઘેર કન્યા છે સુંદર, તે નામ લે છે વરનું રે.
મારા સમ છે હો મનમોહન! માખણ રોટી ખાઓ રે;
ઉપર સાકર દૂધ શિરાવો, ઝટપટ મોટા થાઓ રે.
શેલડી છે અતિશે સુંદર, કહું તો આપું છોલી રે;
દાડમ પાકાં છે અતિ રાતાં, આમળ મેલું ફોલી રે.
આઘા પાછા જાઓ જેટલે, હૈડું મારૂં કાંપે રે.
જાણું રખે કો ઉપદ્રવ આવે, પ્રાણજીવનને ચાંપે રે.
કહ્યું કરો જો કુંવર મારા, તો તમને પરણાવું રે;
રાધા સરખી રૂપે રૂડી, વહુવર વહેલી લાવું રે.
તું તો સર્વસ્વ છે રે મારે, બીજું ન ગમે કાંઈ રે.
કાલણપ્રભુ રઘુનંદન દીજે, એકવાર મુજને સાંઇ રે.

### પદ ૧૫ મું

નટવર નાનડા હો, કુંવરજી કાનડા હો,
કાલી બોલી વહાલી લાગે નટવર નાનડા રે;
કુંવરજી કાનડા હો.

વહાલા વ્રજમંડળના સ્વામી વિઠ્ઠલ શ્યામળા રે
માત ફુલાવણા રે. કુંવરજી કાનડા હો.

અરધક ગોરાં જોઈને અબળાની આંખો હસે રે
નેણુંની નાગણુ ડસે રે. કુંવરજી કાનડા હો.

રાખુ ગોપન ઘરમાં મારે કુંવર કામળા રે
ટળે વ્રજની બલા રે. કુંવરજી કાનડા હો.

માતા ચીંદને કરતાં ચતા, સુંદરશ્યામને રે
જોવા દો ગામને રે. કુંવરજી કાનડા હો.

પ્રભુ ભાલણુના રઘુનાથ બલા સૌ ટાળશે રે
સકળ જુગ પાળશે રે. કુંવરજી કાનડા હો.

### પદ ૧૬ મું

મારો ભૂમંડળનો ભૂપ મારો કહાનકુંવર રે,
માથે મોરમુગટ પહેરે, મારો બાલકુંવર રે.
ભૂમંડળનો ભૂપ મારો કહાન કુંવરરે. ટેક ૧

મોરમુગટ પહેરી કહાનો બાંસરી બજાવે રે,
બાંસરી બજાવે ત્રણુ લોકને નચાવે રે. ભૂમંડળનો. ૨

બંસરી બજાવે એની આંખડી શી નાચે રે!
આંખને ડુલાળે સુર મુનિજન ગાએ રે ભૂમંડળનો. ૩

શ્યામળે શરીરે, આગો રૂપ કેરો રાશિ રે,
જોતામાં મોહ પામે વ્રજકેરાં વાસી રે. ઝૂમંકળનો. ૪

પૂરવ કેરાં પુણ્ય કેરાં કહાનકુંવર પામી રે,
ઓચ્છંગે બેસાડી માતા ભવ દુઃખ વામી રે. ઝૂમંકળનો. ૫

આલીમાળો કહાનકુંવર નંદપુતર રે;
બાલમુકુંદ રઘુનાથ માનો પ્રાણસુતર રે. ઝૂમંકળનો ૬

## પદ ૧૭ મું

કાલંદીમાં કેમ કૂદ્યો લાલકુંવર રે,
લાલકુંવર રે મારા કાંનકુંવર રે; કાલંદીમાં૦ ૧

મહીં માખણના ખૂબ આલ્યાં તેથી રૂઠ્યો રે ?
હું ગોઝારી માત સામે કેમ ઉઠ્યો રે ! કાલંદીમાં૦ ૨

રોજ ઉઠીને ઘણુમાં જાતા થાકી ગયો રે;
આ અભાગી માતનો કે વેરી થયો રે ? કાલંદીમાં૦ ૩

કાલંદીમાં નાગ કાળો વાસ વસે રે;
નીકળને લાલ, મારા પ્રાણ જશે રે. કાલંદીમાં૦ ૪

મહીને માખણ ખૂબ ખાજે લાલ મારા રે;
ના પાડે જો જશોદા તો સમ તારા રે. કાલંદીમાં૦ ૫

કાંન તારી પાસ ધેનુ નહીં ચરાવું રે;
જે માગે તે લાલ માગ દૈશ ખાવું રે. કાલંદીમાં૦ ૬

જશોદા શું જાણે લાલ કાલનાગ નાથે રે;
બાલમુકુંદ રઘુનાથ ભરાયા માત કેરી બાથે રે. કાલંદીમાં૦ ૭

### પદ ૧૮ મું-રાગ ધનાશ્રી.

આવ સખી ઉતાવળી, મંદિરમાં શું બેઠી રે;
નયણે નંદકુંવરને નીરખો, માથા માંહે શું ચેઠી રે. આવ. ૧
એ અણિયાળાં રાતાં કાળાં, લોચન કહી ન દીઠાં રે;
મારા મનની વાત કહું બાલી, અમૃતપેં અતિ મીઠાં રે. આવ. ૨
સામું જો રે સજની મારી, એ પાંપણનો ચાળો રે;
ગોગડાળિયું પાડી નાંખ્યું, રૂપે રૂડો કાળો રે. આવ. ૩
એ અણિયાળી અતિશે રાતી, નાક તણી તો ડાંડી રે;
ઉપમા શુક ચંચુની કહિયે, જુઓ મીટડી માંડી રે. આવ. ૪
વાંસલડી વજાડતાં દીઠો, કટીનરો એક લટકો રે;
મારે હૈડે રંગ બેઠો, ચોળ તણો જ્યમ ચટકો રે. આવ. ૫
લાજ લોપી લોકતણી હું, જાશે જાઉં પાસ રે;
ભાલણપ્રભુ રઘુનાથની, ભવેભવની હું દાસ રે. આવ. ૬

### પદ ૧૯ મું-રાગ રામગ્રી.

જુઓ રે જશોદા પુત્ર તમારો કૌતુક કીધું રે;
દાણ મિષે કરી વનમાં રાખી, મહીડું મારૂં પીધું રે. જુઓ૦ ૧
કહો રે બાઇ શું કિજે, વારે નહિ ત્યા કોપે રે;
ઘર માંહી લઈ જાઉં વનમાળી, દીસે સચરાચર એ રે. જુઓ૦ ૨
ક્ષણું એક માહી બાળક થઈ છૂટે, ક્ષણું એકમા અધિકારી રે;
જે દહાડાનો નયણે નીરખ્યો, ગૃહ દારજ્યા વારી રે. જુઓ૦ ૩
ક્યારે જાણું કર અહી બાંધુ, મુખ દીઠે નેહ લાગે રે;
ત્યારે જાણું જે ભાગ્ય મહારું જે નંદકુંવર મહી માગે રે. જુઓ૦ ૪
નાહા પૂછે કોને નવ લાભે, દેવ મળી જો પેખે રે;
ભાલણપ્રભુની અદ્દભુત લીલા, કો પાસે નવ દેખે રે. જુઓ૦ ૫

### પદ ૨૦ મું–રાગ રામગ્રી.

સજની મુને વહાલી લાગે, નંદકુંવરની ચાલ રે;
જે સુરિશ્વરને અર્થ ન આવે, તે વારુ વસ્તુ પરી બાલ રે. સજની ૧
નયનમાં છે કાંઈ એક કામણ, સામુ રહીને ન્યાળે રે,
પીતામ્બર જે પહેરે અંગે, અને તે સૈંવર આલે રે. સજની. ૨
જે જે મેં તો પ્રેમે પ્રાશું, કુરં સુગંધી સાળ રે;
ઘી તો મે હવણાં તાવ્યું છે, ઉની ઉત્તમ દાળ રે. સજની ૩
ગીસારી જાય છે વહાલો, તું ત્યાં જઇ વાળ રે;
પોઢે તો ચરણ ચાંપુ, ઢોલિયો લઈ ને ડાળ રે. સજની. ૪
વેરીડા શું કરશે મુને, દેશે અદકી ગાળી રે;
ઘરનો જે ભય હુતો, તે શંકા સર્વે ટાળી રે. સજની. ૫
મે તો નિશ્ચે કરીને સોપી, લોક દેવની પાળ રે;
બાલમુપ્રભુ રઘુનાથસું ગમિયે, તે લીલા સભાળ રે. સજની ૬

### પદ ૨૧ મુ–રાગ ધનાશ્રી ✓

આવો સજની નજરે નીરખો, મોહન કેરી આંખનો મચકો. ટેક.
મધુરે સ્વરે વેણુ વજાડે, સહુને માયા મોહ પમાડે. આવો. ૧
માણસને કયમ મોહ ન થાયે, વનચર મૃગ તૃણ તજી નવ જાયે. આવો. ૨
રાગ રાગણીના બહુ તાન, ગાયો રહી છે માંડી કાન. આવો. ૩
દેવ લોકથી અધિકું નાન, નથી હાલતા તરુવરનાં પાન. આવો. ૪
રૂપ ભલુ કે નાદ વખાણું, દેહમાં મનને કીધુ કાણું. આવો. ૫
મનુષ્ય દેહ છે સર્વથી છેલી, ઘેર કયમ જાઈયે એ રસ મેલી. આવો. ૬
ઘર વ્યાપાર તમા સર્વે છાંડી, મેં તો એસુ પ્રીતડી માંડી. આવો. ૭
સજની બીજી માયા ટાળો, ઘર ધધાથી મનડુ વાળો. આવો. ૮
બીજી માયા સર્વે કુડી, નંદકુંવરસુ કરવી રૂડી. આવો. ૯
ચતુર સંગે જો ઘડી રહિયે, તેહ સમો તો સફલ જ કહિયે. આવો ૧૦

મૂરખ સાથે ક્ષર્ણ રહેવું, મદુ લોકના મુખથી ગ્હેવું. આવે ૧૧
મારું મન તો એસું વળગ્યું, કોઇ ઉપાયે ન થાયે અળગું. આવે ૧૨
× દૂધ દહીં જાણું એને પાઉ, નિશદિન એને ધ્યાનમા લાઉ આવો ૧૩
સજની કોઇની બીક ન કિજે, ભાલણપ્રભુ રઘુનંદનકી જે. આવો ૧૪

## પદ ૨૨ મું–રાગ ગોડી

આવ રે આવ ઉતાવળી, હરિ જોવાને જઇયે રે,
મન ત્યાં પ્રેમે ભેળીને પછે, નિર્લજ્જ થઇએ રે. ૧
નંદ તણો જે નાનડિયો, મારે હૈયે વસિયો રે.
તે કોની નિન્દા નહિ કરે, જોયાનો છે રસિયો રે ૨
અમીએ ભરી એની આંખડી, અતિ છે અણિયાળી રે.
અધર જોઇએ એના નાતડા, જાણિયે પરવાળી રે ૩
સામુ તે જુઓ સુંદરી, વહાલે તે મીટડી માંડી રે,
ચાંચ જાણે પોપટતણી, એની નાકની દાંડી રે. ૪
એને મસ્તક મોળિયુ રે, તે છે કમળને વાન રે,
પહેરી છે તે ઝુતડી, મોતી ઝાંઝે કાન રે. ૫
મન તે મહારુ મોહ્યુ મોરલીના નાદે રે.
કાળી ધોળી બોલાવતા, હરિ રૂડે સાદે રે ૬
એને આછી લીંબડી રે, કોટે મોતી માલ રે,
એક જિહ્વા શુ કહું એના અગની ચાલ રે ૭
એવો તે નર નવ સાંભળ્યો, નથી નયણે દીઠો રે,
સનકાદિક સેવા કરે, એહનો રસ મીઠો રે. ૮
સામુ જોઇ નીરખતાં, લાગે અતિ મીઠો રે,
ભાલણજને શુ કરુ, એ સસાર જૂઠો રે ૯

---

× પાઠાંતર–" દૂધ દહી જાણુ એને પાઉ, અંતે અમિકો ઓહ ઉપાઉ"
–જુ કે દોહન ગ્રંથ ૨ જો

લોક લાજે હું બીહું નહિ, મારું ચિત્ત તે ખાંચ્યુ રે,
માણસ જન્મ પામી ભલે એવું, રત્ન અમુલખ લાધ્યું રે. ૧૦
કૃષ્ણજીની સંગત કરતાં, ગર્ભવાસથી ટળિયે રે;
બાલકૃપ્રભુ રઘુનાથસં, અંતરગત મળિયે રે. ૧૧

પદ ૨૩ મું–રાગ બોળ

નંદકુંવરનું મુખડું, જોતાં ક્રિમે નિદ્રાઉં;
નયનકમળનું અમૃત પીતાં પૂરણ ક્રેમ થાઉં. નંદ. ૧
વૃન્દાવનથી આવતાં, જાણું હું સાથે જાઉં
પ્રેમે કરી વહાલો પીએ તો, દુધ દહીં પાઉં. નંદ. ૨
ક્યારે વાંસળી પ્રેમે વાસે, ઘેર બેઠી ધાઉં
શ્રવણે શબ્દ સાંભળું, જ્યારે ઉઠી જાઉં. નંદ ૩
સાસુ નણદી દિયર પૂછે, તો ઉત્તર પાઉં;
કહ્યું ન માને જો તે મારૂં તો, જૂઠા સમ ખાઉં. નંદ ૪
એનો હસવાનો મરકલો, સાંભરી ધાઉં.
દુર્જન આડે દેખી ન શકે તો, અતિ અકળાઉં. નંદ ૫
એની હું થઇ દાસ, વિણ મૂલે વેચાઉં.
બાલકૃપ્રભુ રઘુનાથ તણા હું, શા શા ગુણ ગાઉં? નંદ. ૬

વચ્છહરણલીલા.

પદ ૨૪ મું–રાગ ગોડી

નાનાં મોટાં વાછરું રે, ચારવાને હરિ જાય;
લુણ ઉતારે યશોમતિ રે, ભામણાં લેતી માય નાનાં. ૧
સુરતક નવરંગ મોળિયું રે, કેડ પર પીળું પટકૂલ;
ઉદર આદર સોંભતી રે, વેદવૃક્ષનું મૂલ નાનાં ૨
પાયે વાગે ઘૂઘરી રે, જાણે હસ્તીનો નાદ;
મનહીક થાક્ા નીચે હેરણ, મંદ ગતિ આસ્હાદ. નાનાં. ૩

પહોંચી પટરંગ પાટણી રે, રંગિત પટકા હાથ;
કેડે ખોસી છે વાંસળી રે, ચૌદ લોકનો નાથ. નાનાં. ૪
એવે તે આવી ગોવાલણી રે, ઘર ઘરથી બહુ નાર,
આવો નમને નીરખિયે રે, જન્મ સફલ અવતાર. નાનાં. ૫
કો એક કુસુમે વધાવતી રે, કો એક વધાવે લાજ;
કો એક મોતીડે માનુની રે, વધાવે મહારાજ. નાનાં. ૬
મળિયાં તેવડ તેવડા રે, રંગે રમતાં રીત;
ઘરથી પ્રાતથી જે ગયા રે, વાત કરંતાં અતિ પ્રીત. નાનાં. ૭
આગે અગાસુર આવિયો રે, તેનો કીધો નાશ,
બાલક વચ્છ ઉગારિયાં રે, તેજ કીધું પ્રકાશ નાનાં. ૮
કાલંદીએ આવિયાં રે, નીર પાયુ વચ્છ;
બેઠાં ફૂદી ફરતાં બાલ રે ચરતાં મૂક્યાં વચ્છ. નાનાં. ૯
અન્યો અન્યે આણિયાં રે, અજતણાં ત્યાં પાત્ર
મધ્યે માધવ બેઠકા રે, સુંદીર શ્યામળ ગાત્ર નાનાં ૧૦
હરજી દેખાડે ડોળિયા રે, આ મીઠું દહિ ભાત;
ચાખી ચખાવી મિત્રને રે, મોહન પ્રેમે આપે પાત્ર નાનાં. ૧૧
એક કહે હરજી ચાખો મારું રે, આ કેવું છે કહાન;
ઓટ્યું પ્રાશે આહીરનું રે, જે .પુરુષોત્તમ ભગવાન. નાનાં. ૧૨
બ્રહ્માજી જોવા આવિયા રે, વિસ્મે પામ્યા મંન;
પારખું જોવાને કારણે રે, હર્યાં વાછરું વન. નાનાં. ૧૩
બહાર શોધવાને નિસર્યા રે, પોતે દીનદયાલ;
કરમાં લીધી કામળી રે, બેઠાં મૂક્યાં બાલ. નાનાં. ૧૪
વિધિએ સાથી સર્વે હર્યા રે, રાખિયા માયા માંહે;
હરજીએ આવી નીરખ્યું રે, મિત્ર ન દીઠા ત્યાંહે. નાનાં. ૧૫

મોહને મન વિમાસિયું રે, જાણી અજની પેર;
સાથી સર્વે હરાવિયા રે, કયમ જાઉં એકલો ઘેર? નાનાં. ૧૬
બાલક વત્છ રૂપે થયા રે, પોતે શ્રીગોવિન્દ;
ઘેર ઘેર પ્રીત અતિ ઘણી રે, ગૌ ગોપ આનંદ. નાનાં. ૧૭
ચતુરાનન ચાલી આવિયો રે, વર્ષ થયું જ્યાં એક;
રંગે રંગ ત્યાં નીરખિયાં રે, આવે નહિ વિવેક. નાનાં ૧૮
જાણે તે શું આવિયાં રે, પુનરપિ જોવા જાય;
હરિની માયાએ મોહિયા રે, લીલા જોઇને વિસ્મે થાય. નાનાં ૧૯
બ્રહ્માજીને દેખાડિયું રે, શ્વેત ચતુરભુજ રૂપ;
ભાગ્યો ભ્રમ તે મનતણો રે, અંતર જાણ્યું ભૂપ. નાનાં. ૨૦
પગે લાગીને સ્તુતિ કરે રે, ઓળખ્યા નહિ મે સ્વામ;
એ અપરાધ ક્ષમા કરો રે, બાલણપ્રભુ શ્રીરામ. નાનાં. ૨૧

## પદ ૨૫ મું—રાગ રામગ્રી

વૃન્દાવન માંહે રે વિઠ્ઠલો, ચત્રભુજ ચારે સાથ;
ચાલો જોવાને ત્યાં જઈએ, દુષ્કિત દુર પલાય વૃન્દાવન. ૧
મળિયા તેવડે તેવડા, સઘળા સરખો વેષ;
વાદે વાય છે વાંસળી, નાદે મોહ્યા દેવેશ. વૃન્દાવન. ૨
લોચન તેનાં અંગોરિયાં, જોતાં હરખ ન માય;
વારે દેવ પળે નહિ, ઢોર સ્તંભ ત્યાં થાય. વૃન્દાવન ૩
લાંબી વેણી વાંકોલિ, લીટાએ મોરડું અંગ;
નારી દેહડીકાં ન સરજિયાં, નહિતર રહેતાંજી સંગ. વૃન્દાવન. ૪
ધન તે નંદ જશોમતી, જેને એહવો છે તંન;
બ્રહ્મા રુદ્ર જાણે નહિ, એવડું એનું પુણ્ય. વૃન્દાવન. ૫

આપણ સરજ્યાં અભાગિયાં, પૂરી પ્રીત ન થાય;
સ્વેદ વળે છે શ્યામને, જઇને કિજે રે વાય. વૃન્દાવન. ૬
નવ સરજ્યાં વાંસળી રે, અટકત પ્રભુજીના પાણ્ય;
અધરઅમૃતરસ ચાખનાં, એ રસ વેદપુરાણ. વૃન્દાવન. ૭
લજ્જા લોપી લોકથી, જઇએ જીવન પાસ;
મહીડું માખણ સોંપિયે, પહોંચે મનની આશ. વૃન્દાવન. ૮
વેરી વિધાતા વિરંચિયો, નયણે નિમિખની ખોડ;
જોતાં જોખમ ઉપજે, બેલડી રાઘવ જોડ. વૃન્દાવન. ૯
વારૂ વનમાહે મૃગલાં, આપણા પિયુ સમેત;
નયણે નીરખે નાથને, મુરલીનો રસ લેત. વૃન્દાવન. ૧૦
ધન તે ઋષિની કામિની, કોડીલા કૃષ્ણ હાથ;
એ દિન કૃષ્ણ જમાડિયા, ભાલણપ્રભુ રઘુનાથ વૃન્દાવન. ૧૧

## પદ ૨૬ મું–રાગ સામેરી.

મોરલી વાય છે વૃન્દાવનમાં શ્રીગોપાળ, મોરલી સાંભળવા જઇયે.
ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વૈમાન. મોરલી. ૧
મૃગલા મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રંગે સાંભળીને, યોગેશ્વર મૂક્યાં ધ્યાન મોરલી. ૨
ગુણીજન લઇ શકે નહિં, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉર્વશી વિધાતાએ મૂક્યાં માન. મોરલી. ૩
યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણુના મોહી રહ્યાં, સાંભળો સુંદીરમાન. મોરલી. ૪
અંબર તે સુરનારીનાં છૂટે, અતિ વિકલ દેહ;
મોરલીએ મણિધર ફેણ માંડી, ન હાલે ચાલે જેહ. મોરલી. ૫

મેં તો રહ્યું જાય નહીં, કામબાણના વાગ્યા પ્રહાર;
મન તો ચોર્યું મહાવજીએ, વિસરિયાં ઘર વ્યાપાર. મોરલી. ૬

નયણે જ્યારે નીરખિયો, સાંભળિયો સુંદર સાદ;
નટવરજીનું લટકું દેખી, મૂકી કુલમરજાદ. મોરલી. ૭

લોકલાજ મેં પરહરી, સોંપ્યું રે એને શરીર;
મોરલી પરવશ થયો આત્મા, રાખ્યો તે ન રહે ધીર. મોરલી. ૮

× એ મારે મનડે વસ્યો, રહ્યો દિન ને રેણ;
લાલણપ્રભુ રઘુનાથજી, ચારે વૃન્દાવન ધેણ. મોરલી. ૯

## પદ ૨૭ મું.

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકો જો;
છોરા આહીરનારે, તારા મુખનો મટકો જો. છબીલા.

ચાલનો ચટકો મુખનો મટકો, મોહિની નાખે એમ;
કાળી તારી કાંબળીમાં, કામણ દીસે છે કેમ? છબીલા.

ચટકો તારી ચાલનો, પાવડિયે ડગર ડોર;
છુમક છુમક ઘૂઘર વજે, નેનમાં નાચે મોર. છબીલા.

તાણીને બાંધે પાઘડી રે, ઢળકતો મૂકે તોર;
શેરિયે લટકતો હીંડે, મોરલી ઘનઘોર. છબીલા.

મુખ દેખાડીને ઘેલાં કીધાં, જાણે ઠગાયાં ઢોર;
લાલણપ્રભુ રઘુનાથજી માગ, ચીતલડાનો ચોર. છબીલા.

---

× પાઠાંતરઃ—" એ મારે હૈડે વસ્યો, રહ્યો દિન ને રાત;
લાલણપ્રભુ રઘુનાથજી અંતરગત મળીઓ સાથ."
—પ્રા. કાવ્યદોહન ગ્રંથ ૨, જો.

પદ ૨૮ મું.

મીઠા માવજી રે! મારે મંદિર આવો,
પ્રેમે પીરસુ પરમાનંદ। તે કૂરને દૂધ શિરાવો
મથુરા રિદ્ધિ પામ્યા પછી, વાધ્યું છે અતિ તેજ રે;
સહી જાણજો મારા સરખું, કો નહિ આણે હેજ રે.
ધવરાવીને હૈડે ચાંપતી, તેમ દેવકી નહીં ચાપે રે,
રોમાંચિત મારી દેહડી થાતી, તેમ તેની નહીં કાંપે રે.
માતા નહીં થાઉ તમારી, ધાત્ર કહી મને જાહોરે;
મેં બાંધેલો માખણ માટે, તેથી રોષ ભરાણો રે!
કાલંદીમાં તમ ઉપર, જે હું નવ ઝંપલાવી રે;
જાણું છું તે વાત સંભારી, રીસ તારે મન આવી રે
તેં દીધો તેમ કો દે નહીં, પ્રીત કરીને છેહ રે;

# ટિપ્પણ

## શ્રીરામબાલચરિત.

પદ ૧ લું : આ પદમાં શ્રીરામજન્મને અનુલક્ષીને કવિ બાલકૃષ્ણ શ્રી રામચંદ્રનું નખશિખ સુરેખ વર્ણન કરેલું છે. આ તથા હવે પછીનાં પદોના પાઠફેરવાળાં જે પદ ઉપલબ્ધ છે તે પરિશિષ્ટ ૧ માં આપેલાં છે.

મૃગમદ=કસ્તુરી. અધુર એટલે અધર=નીચલો હોઠ અંગદ=પહોંચી. વિજયંતી એટલે વૈજયંતી=તુલસીની મંજરીની માળા જે વિષ્ણુ પોતાના કંઠમાં ધારણ કરે છે. લંક=કમરનો વાંક.

પદ ૨ જું : આ પદમાં કૌશલ્યામાતા રામચંદ્રની સ્તુતિ કરે છે તેનું વર્ણન છે માતા બ્રહ્મમય બને છે એટલે ભગવાન વૈષ્ણવી માયા વડે તેમને મોહિત કરતાબાળરૂપ બની "ઉવાં ઉવાં" અવાજ કરે છે.

તુઠયા= પ્રસન્ન થયા. બ્રહ્મનું સ્વરૂપ વર્ણવતાં વેદકાર નેતિ નેતિ ( તે નહિ, તે નહિ ) એમ નકારાત્મક વિધાનથી બ્રહ્મસ્વરૂપ વાણીથી પર છે, એવું દર્શાવે છે. આ વિધાનને અનુલક્ષીને બાલકૃષ્ણ "તારી માયાએ ભૂલી બ્રહ્મ, શ્રુતિ 'નેતિ નેતિ' કરી ગાય." એમ કહે છે.

પદ ૩ જું : રામજન્મની મંગળવધાઇ આ પદમાં વર્ણવેલી છે. વધાઇ=શુભસમાચાર, શુભસમાચારની બક્ષીસ. ત્રંબાળુ=તાંબાની મોટી નોબત. મૃદંગ=પખાજ. તંત્રિયા તોરણુ=કસબના તારવાળુ તોરણ. શુક=શુકદેવ. રાજીવલોચન=કમળ જેવાં નેત્રવાળા.

પદ ૪ થું : શિશુસ્વરૂપ રામચંદ્રને જોઇને સૌને જે આનંદ થાય છે તે આ પદમાં દર્શાવેલો છે. નીલમણિ=નીલમ. ઓછંગ=ખોળો, અંક. તૃણ ઉતારે=નજર ન લાગે તે માટે મીઠાના કાંકરા બાલ રામચંદ્રના મુખ ઉતારે છે. અવધ=અવધપુરી, અયોધ્યા

પદ ૫ મું : આ તથા હવે પછીના પદોમાં શ્રીરામચંદ્રની બાળલીલાનું સુંદર વર્ણન ભાલણે કરેલું છે. બાલરામને પારણિયે પોઢાડવાની લીલા ખરેખર મનોહર રીતે વર્ણવેલી છે.

"ઝડપ નાંખે ઝરમરને વળી પાયવતી તોડે;"

લાડઘેલી માતા નીચી નમી બાલરામને પારણામાં સુવાડવા જાય છે, ત્યાં મસ્તીખોર શિશુ પોતાના કોમળ પગની લાતથી માતાની ડોકમાં લટકી રહેલા સુવર્ણના ઝરમરને તોડી નાંખે છે.

ખેલણો=રમકડાની પૂતળી. સાંબ=સદાશિવ. ઝરમર=ડોકમાં પહેરવાનો હાર. અદપડિયાળી=અર્ધ ઉઘાડી અને અર્ધ મીંચેલી. (અદ=અરધાં+પડ=પોપચાં+આળી=વાળી)

પદ ૬ ઠું : શિશુચરિત્ર દર્શાવતા બાલરામની લીલા આ પદમાં ભાલણે રંગપૂર્ક આલેખી છે. પાળી=છરી ચંદ્રિય રે=પારણાના ગિજ્જમરામાં. ઘૂઘર=ઘૂઘરીઓ. મદમળ=હાથી. અદપલા=તોફાની.

પદ ૭ મું : આ પદમાં બાલરામ ડગુમગુ થતા ચાલતાં શીખે છે તેનું વર્ણન છે. વસ્ત=કોઈક વસ્તુ આધાર માટે પકડે છે. આફણિયે=પોતાની મેળે.

પદ ૮ મું : બાલરામ બોલતા નથી. તેમને બોલતાં શીખવવા માતા ટુચકા અજમાવે છે તેનું વર્ણન છે બાળકના મુખમાં ચકલાનો અવાજ કરાવવાથી અગર ચકલાનું એંઠેલું પાણી પાવાથી બાળક ઝટ બોલતાં શીખે છે એવી માન્યતા પ્રચલિત છે. તે પ્રમાણે બાલરામના મોંમાં આદિતવારે ચકલું બોલાવવાનો ટુચકો (પ્રયોગ) માતા કરાવે છે અને તે સફળ થાય છે.

વિરંચી=બ્રહ્મા. અગમ=પુરાણ. અઘાત=અગાધ.

પદ ૯ મું : બાલરામ બોલતાં શીખ્યા તેની આનંદવધાઈ આ પદમાં વર્ણવી છે. અર્થ=નાણું. તોખાર=ઘોડા. વધામણિા=વધાઈ દેનારા. શ્રુતિના શણગાર=શ્રુતિ જેનાં ગાન કરે છે તે ભગવાન.

પદ ૧૦ મું : બાલરામના નાચ અને તોતડી બોલીનું વર્ણન ભાલણે ભાવપૂર્વક કરેલું છે. બુલાખ=નાકમાં પહેરવાની મોતીની વાળી. કૌસ્તુભ=એક જાતનો પ્રસિદ્ધ મણિ.

પદ ૧૧ મું : કૌશલ્યા માતા બાલરામને શણગારે છે તેનું સુરેખ વર્ણન આ પદમાં કરેલું છે. મોતીલાગ=મોતીની ચાંપ દોરી=હળવી.

પદ ૧૨ મું : જે રામને જોગી-મુનિઓ ચિરકાળથી શોધે છે તે રામ કૌશલ્યા માતાની ગોદમાં હોવા છતાં મોહવશ માતા તે વાત ભૂલીને તેને બીજે શોધવા પ્રયાસ કરે છે. મનુષ્યના અંતરમાં બેઠેલા રામને ભૂલીને મોહવશ બનેલો માનવી તેને બહાર શોધવા મંથે છે તે રૂપક અહીં ખૂબીપૂર્વક કૌશલ્યામાતામાં આરોપવામાં આવ્યું છે

सदा जनांनां हृदि संनिविष्टो-માનવીઓના હૃદયમાં બેઠેલા રામ માયાની સંતાકૂકડી રમે છે ને રમાડે છે. તે સંતાકૂકડીનો માતા કૌશલ્યાનો પ્રસંગ કવિ ભાલણે અચોટ રીતે વર્ણવ્યો છે. સરજુમાં=અયોધ્યાની સરયૂ નદીમાં.

પદ ૧૩ મું : બાવરી=બેબાકળી. કુને=કોને ઈમ=એમ

પદ ૧૪ મું : આખા બ્રહ્માંડના સ્થાપક રામચંદ્રને માતા કૌશલ્યા પોતાના હાથ વડે ચાબડી ચાબડીને લાડ લડાવે છે. निगम=વેદ. સંભારે=વાટ ઉતારે. હુલાવે=લાડથી રમાડે.

પદ ૧૫ મું: રામ, શત્રુઘ્ન, ભરત, લક્ષ્મણ એ ચારે બાળકોને માતાપિતા લાડથી રમાડે છે, તેનું સુંદર ચિત્ર આ પદમાં દોરેલું છે. પાવલાં=પગલાં. લોટયા= આળોટવા લાગ્યા. શોણું=સ્વપ્ન. વીછુવા= પગને અંગૂઠે પહેરવાનું ઓઓનું વીંછીના આકારનું ફૂલ. ટાંકી=ચાંદી.

પદ ૧૬ મું: બાળકને નગ્ન રહી રમવા ખેલવાની કુદરતી આદત હોય છે બાલરામ તે નિયમને અપવાદરૂપ નથી. તે વગર અંગરખે રમવા નાસી જાય છે; એટલે માતા કૌશલ્યા તેમને લાડથી

પટાવીને ઝુનડી પહેરાવે છે. બલી જાઉં=વારી જાઉં. કશ્યપસુત=સૂર્ય. ગુંજે=ખિસ્સામાં.

પદ ૧૭ મું : માતાએ પહેરાવેલી ઝુનડી કાઢીને બાળરામજીએ રાજહંસને ઓઢાડી અને તે આકાશમાં ઉડી ગયો. તે પછી ઝુનડીની શોધાશોધ ચાલી તેનું રમુજી વર્ણન આ પદમાં છે. ઉનાતો=ઝૂમ પાડતો. ધાગા=દોરા. આલો=આપો. રાડ=તકરાર, હઠ.

પદ ૧૮ મું : મનવાર=આગ્રહ. સ્વેદ=પરસેવો. ગોફણી=અ મો ડોનું ઘરેણું. જોડલા=બાહબંદ. કબલી=કાલી.

પદ ૧૯ મું : શિશુરૂપ રામ મહેલમાં પારણે પોઢેલા છે, છતાં કૌશલ્યામાતા બાવરી બની બૂમાબૂમ કરતી રામને શોધે છે. રામ સૌને વહાલા લાગે છે તેથી કોઇ ઉપાડી ગયું એવી માતૃહૃદયને સહજ શંકા માતાના મનમાં ખડી થાય છે. મંથરા=રાજમહેલની દાસી મંથરા.

પદ ૨૦ મું : બહાવરી બની રામને શોધી રહેલી કૌશલ્યાને મથરા ખબર આપે છે " મૈયા કાંઇ કરો ચિંતાય પારણે પોઢ્યા રઘુવરરામ." ઘૂઘરુ=બાળકની ડોકનું ઘરેણું. વામ હસ્ત પર ઘૂઘરું ખૂંચવાથી જે છાપ પડી છે તે જાણે ચારે ધામની યાત્રા પૂર્ણ કર્યા બદલ છાપ પામ્યા હોય તેવી શોભે છે. ભામણે=ઓવારણે.

પદ ૨૧ મું : પોગંડા=શિશુરૂપ.

પદ ૨૨ મું : આરો=હઠ, આડાઇ. ઉતરડી=તોડીફોડીને. અર્ભક= બાળક. ધધ=તોફાન. માત આવ્યાં વાજ=કૌશલ્યા માતા હેરાન થઇ ગયાં, કંટાળ્યાં. આલ્યું=આપી. આની સાથે સરખાવો નરસિંહ મહેતા ની બાળલીલાનું નીચેનું પદઃ—

આવડી સાહરી વિઠ્ઠલા તુજને,
ગગનથી ઇંદુ કેમ આપુ આણી;
કુંવર કાંઇ નવ લહે, વાત અવનવી કરે,
ને.હે કાંઇ ટોપરું ગોરચાણી. આવડી.

આખે આંસુ ઢળે, ઇંદુ દેખી ચળે,
ટળવળે મા કને માન માગે;
રેડું રેહું રોતો તું રે જોતો ઘણું,
રમતે રમકડાં છે જે આગે આવડી.
ઇંદુ થાય અસ્ત ને રહે નહીં રાખિયો,
દધિસુત પ્રગટ કરી આણી આપે;
નરસૈયાચો સ્વામી આંખણે લોભાવ્યો,
સકળ વૈભવ તણો બંધ કાપે. આવડી.
—કાવ્યદોહન ગ્રંથ ૨ જો પૃ-૪૧.

પદ ૨૪ મું : વાદ=હરિફાઈ. કાંસી=કાંસાજોડ (?)

પદ ૨૫ મુ. કંઠે ઘૂઘરામા સિંહનખ=બાળક બીએ નહિ તે માટે વાઘના નખ બાળકના ગળામા બાધવાનો જૂનો કુચકો છે તેનો અહીં ઉલ્લેખ છે પખ=પક્ષ માટે કોટી ઉદ્યોતી=કોટાનકોટી પ્રકાશવાળુ.

પદ ૨૬ મુ. બાલરામને ટોક ન લાગે તે માટે કૌશલ્યા ચિંતા કરે છે તે જોઈ દેવતાઓને હસવુ આવે છે કૂડી=દુષ્ટ, નઠારી. કાલા=કાલુ બોલનાર રામચદ્ર

પદ ૨૭ તથા ૨૮. એમાં રામ દશાનન સામે લડીને તેને મારવાની અભિલાષા બતાવે છે માતા રાવણ કેટલો બધો બળવાન છે તે સમજાવે છે

પદ ૨૯ મુ : ભાલણે રામચદ્રજીના બાલરૂપનુ ઠમકતી બાનીમા આ પદદ્વારા વર્ણન કરેલું છે. અવધ=અયોધ્યા. બાજુબંધ બેરખા=કોણી ઉપર પહેરવાનું ઘરેણું

પદ ૩૦ મું : પ્રભુની બાળચેષ્ટાઓથી માતાનું મન પ્રસન્ન થાય છે. તે પોતાનું જીવન કૃતાર્થ થયુ માને છે આતા=બાપુ (લા.માં થતુ સંબોધન) રેણુકા=રેતી. હોડે ચડયા=વિવાદે ચડયા.

પદ ૩૧ મું : ભુરાંડા પરે=ભૂંડા પડે ઝંપાઇ ગયા=ઝંપ પડી ગયા. ધૈર્ય=ઉદ્યમ, પરાક્રમ. " કાજળ ભૂસે છે રાંચળી પેસી ખોળાની માંહ્ય"=માના ખોળામાં માથું ઘાલી પોતાની આંખના કાજળથી માતાની કાચળી બગડે છે.

પદ ૩૨ મું : દશરથના બે કુમાર-શ્રીરામ અને લક્ષ્મણ સરયૂને તીર ગેડીદડે રમતા રમતા નદીકાંઠે જાય છે. ત્યાં આશ્રમ-વાસી ઋષિ રામને જાણીને પ્રસન્ન થાય છે. રામરૂપે વેદપુરુષ પોતે પ્રગટ થયા છે, એમ ઋષિઓને પ્રતીતિ થાય છે. નિશિચર=રાક્ષસ. શ્રીવર=લક્ષ્મીપતિ રામ. દશશીશ=રાવણ. રુજા=દુઃખ

પદ ૩૩ મું : વિશ્વામિત્રઋષિ દશરથની સભામાં આવીને પોતાના યજ્ઞની રખેવાળી માટે રામ તથા લક્ષ્મણની માગણી કરે છે. નાના સુકોમળ બાળકોને રાક્ષસો સામે લડીને યજ્ઞનું રખોપું કરવા મોકલતાં રાજાનો જીવ ચાલતો નથી. પણ ઋષિની સમજાવટથી રાજા સંમત થાય છે રામ અને લક્ષ્મણ બેઉ ભાઈ માર્ગમાં તાડકાનો વધ કરીને વિશ્વામિત્રના આશ્રમ તરફ પ્રયાણ કરે છે. મખ=યજ્ઞ સધાવા=સિધા-વવા, વિદાય કરવા માટે. ભોમી=ભૂમી.

પદ ૩૪ મું : વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરતાં રામચંદ્રે સુબાહુ રાક્ષસને વીંધી નાખ્યો, પછી ત્યાંથી જનકપુરમાં સીતાનો સ્વયંવર હોવાથી ઋષિ સાથે રામ અને લક્ષ્મણ જનકપુર તરફ જવા નીકળ્યા. માર્ગમાં રામ ગૌતમના આશ્રમમાં પ્રવેશ કરે છે. ત્યાં શલા થઈ પડેલી ગૌતમપત્ની અહલ્યાને પોતાના પદસ્પર્શથી નારીરૂપે પ્રગટ કરે છે. ત્ર્યંબક=શિવનું ધનુષ્ય. સરવો=યજ્ઞમાં ઘી હોમવાનો ચાટવો. જાર=વ્યભિચાર. શક્ર=ઈંદ્ર. ઓધારો=ઉદ્ધાર કરો. આળ=કલંક. ગત=ગતિ.

પદ ૩૫ મું : ગંગાકિનારે રામને નદી ઉતારતા પહેલાં હોડીવાળો તેમના પગ પખાળી તેમનું ચરણામૃત લે છે. " માતા શિર પર ફરસી મેલી "–પરશુરામ થઈને માતાનો વધ કરેલો તે. સિતારો=નસીબ. ( પરિ. ક માં ૧૬ મું પદ ઉતારેલું છે તે આ પદનો ભાવ વધુ સ્પષ્ટ કરે છે. )

પદ ૩૬ મું : રામચંદ્ર લક્ષ્મણ સાથે મિથિલામાં પ્રવેશ કરે છે. રાયવૈદેહ=મિથિલાના રાજા જનક વિદેહી. સુનયના=મિથિલાના રાજાની રાણી.

પદ ૩૭ મું : રામસીતા વાડીમાં એકબીજાનું દૂરથી દર્શન કરે છે. દદામુ=ડિંડિમિકા. દામની=વીજળી.

પદ ૩૮ મું : " પડી ભુરાહા નાઠો જાય "=રાવણ મોઢા પડીને નાસવા લાગ્યો. " ધનુષ ભાગે તે મુજને મારે "–આવું મહા ધનુષ્ય જે ભાગશે તે મને જરૂર મારી શકશે એમ રાવણના મનમાં ઊગી નીકળ્યું.

પદ ૩૯ મું : હુલાદ=ઉત્સાહ. ધડધડી ઉઠયા શેષ=શેષના અવતાર લક્ષ્મણ રોષથી ગર્જના કરી ઉઠયા. પાણીગ્રહણ=લગ્ન.

પદ ૪૦ મું : ગુરુ વિશ્વામિત્ર રામને ધનુષ્ય ભાગવા આજ્ઞા કરે છે. રઘુનંદ=રઘુનંદન રામ. અક્ષત=ચોખા.

પદ ૪૧ મું : રામચરિતનાં બધાં પદ મળી આવતાં ન હોવાથી સીતાસ્વયંવરની સમાપ્તિ દર્શાવવા માટે આ પદ સંપાદકે નવું રચીને મૂકેલું છે. એના અંતિમ કડીમાં ભાલણનો ઉલ્લેખ તેમના પ્રત્યે માન દર્શાવવા માટે કરેલો છે.

મુદિત=આનંદિત કામડી=વાંસની ખપાટ, સોટી.

પદ ૪ થું:–બાલકૃષ્ણને પકડવા જશોદામાતા પૂઠળ દોડે છે તે પ્રસંગનું વર્ણન છે જાન=નુકસાન. ( ફારસી जियान પરથી. પાટણવાડા ને ઉત્તરગુજરાતના આ શબ્દ ગ્રામ્યવિસ્તારમાં બહુ પ્રચલિત છે.) દહાડી=રોજ

પદ ૫ મું.– પકડાયેલા બાલકૃષ્ણને યશોદામાતા ઉખળે બાંધે છે ને જોઈને વ્રજવાસીજનોને દુઃખ થાય છે આવા સુકુમાર–દેવદુર્લભ દીકરાને આમ દૂરનાથી બાંધવા બદલ વ્રજવાસીઓ જશોદાને ફિટકાર આપે છે ૬ઠ્ઠા પદમાં તે ફિટકારની વ્યંજના સ્પષ્ટ થાય છે.

ભાલણજનમન હોળી રે=પ્રભુ પર વહાલ ધરાવનાર જનોનું અંતર બાળકૃષ્ણનું બંધન જોઈને હોળીની પેરે જળી જાય છે.

પદ ૬ ઠું:– જીવિતવ્ય=જીવન

પોતાના છોકરાને માબાપ ગુસ્સામાં આવી મારતા હોય છે ત્યારે બીજા લોકો હમેશા વચ્ચે પડીને તેમને વારે છે. એટલુંજ નહિ પણ માબાપની એવી અઘટિત દંડવિધિ માટે તેમની નિંદા કરે છે. આ સર્વસામાન્ય લોકરિવાજ છે. ભાલણે તેનું ચારુ પીંછીમાં સુબદ્ધ ચિત્ર ખડું કરી દીધું છે.

" નહિ જો ને ઘેર ખાવા ટળ્યું રે .." ઘરમાં દહીં, માખણ, અન, ઘી, દૂધ બધું હોય પણ તેનો યથેચ્છ ઉપભોગ કરતા બાળકને શિક્ષા થાય તો પછી તેનો શું ઉપયોગ ?

પદ ૭ મુ:-વ્રજની ગોપાંગનાઓ એકઠી મળીને જશોદામાતા પાસે આવીને " સુંદર સ્યામ " નું બંધન છોડી નાંખવા વિનવે છે. આ પદમાં ગોપાંગનાઓનો બાળકૃષ્ણ પ્રત્યેનો નિર્મળ પ્રેમ પ્રગટ થાય છે ગોપાંગનાઓમાં રહેલી માતાસુલભ સ્નેહભાવની વ્યંજના પણ

કોઈ એક પંક્તિમાં પ્રગટ થતી જણાય છે. પણ આ પદની પરાકાષ્ઠા તો છેલ્લી પંક્તિમાં છે: " એને નામે બંધન છૂટિયે ભવતણાં હો, તે લઇ બાંધ્યો ઉખળ સાથ હો." જેના નામમાત્રથી સૌનાં ભવબંધન છૂટી-તૂટી જાય એવા કૃષ્ણને માતાએ ઉખળબંધન કર્યું તે કેટલું અનુચિત હતું ? અને બાળભાવે ઉખળબંધન સહી લેનાર સર્વેશ્વરની લીલા કેટલી આનંદકર લાગે છે !

દામણું=દોરડું દોહિલે=મહાપ્રયાસે. વણસાડયું=બગાડયું. એના પગ પૂરે=બાળકૃષ્ણનો જન્મ થયા પછી ઉખળ=લાકડાની મોટી ખાંડણી.

પદ ૮ મું:–કૃષ્ણનો પક્ષ ખેંચનારી ગોપાંગનાઓને જશોમતી જવાબ આપે છે. સોડભરાઇ=કોઈના પક્ષમાં પેસીને બચાવ લેવી તે. ઓળંબા=ઠપકા. વણુરયો=બગડયો. આલીગાળો (આલીગારો)=અટકચાળો. આળ=તોફાન. ત્રિપુરાર (ત્રિપુરારિ)=શંકર.

પદ ૯ મું:–નવલખ દૂઝે=નવ લખ ગાયો દૂઝે છે. હીસે=આનંદ પામે.

પદ ૧૦ મું:–બાળકૃષ્ણની મનોહર મૂર્તિનું વર્ણન આ પદમાં કરેલું છે. રીખે=ભાંખડિયે ચાલે. પ્રાગવડ=પ્રયાગનો અક્ષય વડ. આ વડનાં ત્રણ જ પાન કાયમ રહે છે, એમ કહેવાય છે. આ વડના પાનમાં બાલસ્વરૂપે નારાયણ પોઢેલા છે, એવી પૌરાણિક કલ્પના છે. કમળ ચોટલો. પાણ્ય (પાણિ)=હાથ. ઉત્છંગ=ખોળો, અંક. બાન્યણું=વારણાં.

પદ ૧૧ મું:–દાવો=તક, લ્હાવ. હાવો=આવો. પરી=આપી-નવનીત=માખણ. સીધ્યાં=સિધ્ધ થયાં, સફળ થયાં.

પદ ૧૨ મું:–આતા=આપ. (બાળકને લાડમાં કહેવાનું સંબોધન) ઓખી થાઉં=ઉજળા પામું. ઓળંબે=ઠપકે

પદ ૧૩ મું:–દષ્ટિ લાગે=નજર લાગે. નથી લિરાવ્યે=નાગો કરેલો નથી.

પદ ૬૪ મુ:- " આમાં પોતાના બાળકને સુંદર રીતે સજાવવાની, તેને સારું સારું ' ખાવુ ' આપવાની અને વહુવર વહેલી વહેલી લાવવાની આર્યમાતાની અભિલાષાનુ ચિત્ર ભાલણે ખૂબીબધ દોર્યું છે. " -રામલાલ ચુ મોદી. ચરવી=એક જાતનો મેવો (?) કેવડેલ= કેવડાનું સુગંધિત તેલ સારી=આંજીને નિલવટ=કપાળ, ભાલ વૃષભ= બળદ, આખલો. ચાપે=પીલી નાંખે. સાંઈ=આલિંગન

પદ ૧૫ મુ -જશોદા માતાની બાળકૃષ્ણ માટેની ચિંતા આ પદમા વ્યકત કરેલી છે.

પદ ૧૭ મું:-બાલકૃષ્ણ કાલદીના ધરામા પડે છે તે વખતે જશોદા માતા રુદન કરતાં પસ્તાવો કરે છે તેનુ ધ્યાન આ પદમાં છે. કાલંદી=જમુના

પદ ૧૮ મુ:-બાલકૃષ્ણના સુંદર રૂપ અને લટકાનું વર્ણન આ પદમા ગોપાંગનાના ભાવથી વ્યકત કરેલુ છે. એમાં ઉત્કટ ભાવ અને તન્મયતા જણાઈ આવે છે " ગોરાપણિયુ પાડી નાખ્યુ, રૂપે રૂડો કાળો રે "=બાલકૃષ્ણના શ્યામસુંદર સ્વરૂપની શ્રેષ્ઠતા બતાવવા કવિએ અહીં ગોરા માનવી પ્રત્યે કટાક્ષ કરેલો જણાય છે ગોરા માણસની ચામડીનો રંગ-અતિ ગોરૂ હોયને ગર્વ કરતું હોય તો-કોઢવાળા માણસની ચામડી સાથે સરખાવી શકાય. અહીં કૃષ્ણના શ્યામ દેહ-દર્દુમા અનનવી શોભાનો નિર્દેશ કરતા કવિએ ગોરાના કોઢિયાપણા પર ટકોર કરી વિરોધાભાસ વડે શ્યામસ્વરૂપની મોહકતાનો સરસ ખ્યાલ આપેલો છે. શુક=પોપટ. ચોળ=ચળતો અથવા મેનાગેરૂ.

પદ ૧૯ મુ: કૃષ્ણની પજવણી વિષે કોઈ ગોપાંગના જશોદાજીને ફરિયાદ કરે છે. દાણ=રસને જતી ચીજો પર લેવાતો કર. વારીરે= ખવારી ચૂકી. પેખે=દેખે

પદ ૨૦ મુ : સાલે રે=હૈયામાં ઉતરી જાય છે કૂર=ખાન વાળ=શેક અદકી=વધુને વધુ ગાળી=ગાળ પાળ=મર્યાદા

પદ ૨૧ મુ : મચકો=લહેકો, ચાળો વેણુ=મોરલી, વાસળી તાન=પલટા. " દેહમા મનને કીધુ કાણુ "=શ્રી કૃષ્ણનું અપ્રતિમ રૂપ અને તેવો જ અનુપમ વાંસળીનો નાદ એ બે એક સાથે ઝીલવા માટે મનરૂપી પાત્રે જાણે નાનુ પડતુ હોય-કાણુ લાગતું હોય એવો ભાવ આ પંક્તિમાં રહેલો જણાય છે

" મનુષ્ય દેહ છે સર્વથી છેલી "=મનુષ્ય પછી દેવ થવાની સામાન્ય અપેક્ષા રહે એટલે મનુષ્યરૂપે આ દેહ હવે છેલ્લો જ છે. સખીએ વે શ્રીકૃષ્ણની પ્રેમલક્ષણા ભક્તિ કરવાની આ દેહમા હવે છેલ્લી જ તક છે માટે એ પ્રેમરસને છોડીને ચાલ્યા ન જવાની વાત કહેલી છે

આ પદમાંની વાંસળીના નાદની મોહક અસર વર્ણવતી પ્રથમની ૭ પંક્તિઓ સાથે સરખાવો –

" વાગે વૃંદાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે કાન;
" નાદે વેધી મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન વાગે
" તરુની શાખાઓ ઝૂમી રહી રે, ચરણે નમવાને કાજ;
" વેલી વૃક્ષ સાથે ઝૂમી રહી રે, ભાગ્ય હમારાં આજ વાગે
" જમનાનીર ચાલે નહિ રે, મૃગને મન મોહ થાય;
" પંખી માળામાં મહાલે નહિ રે, નાદ સુણી ન રહેવાય વાગે'

ઇત્યાદિ –(દયારામ)

પદ ૨૩ મુ . ગોપીની બાળકૃષ્ણ માટેની પ્રેમતમનાનં ચિત્રણ આ પદમાં થયેલુ છે નામે=નજ કરી મ'ડકલો=નખ'ા બરેલું મીઠું હાસ્ય અવગઈ=હઠીલાઈ આવરણમા જવુ

પદ ૨૪ મુ : બાળકૃષ્ણ વનમાં ગોપ બાળકો સાથે ધણ ચરાવવા જાય છે ત્યાં વનમ ગોપબાળકો સાથે આન'દ વિનોદ કરે છે

બ્રહ્માજી એ લીલા જોવા ત્યાં આવે છે અને વિસ્મિત થાય છે. પછી શ્રીકૃષ્ણના પરાક્રમનું પારખું જોવા માટે બ્રહ્મા બધા ગોપકુમારો તથા વાછડાંને હરી જાય છે. શ્રીકૃષ્ણ આ ભેદ સમજી જાય છે અને નવાં વાછડાં તથા ગોપબાળકો પોતાની માયાથી સરજી દે છે. માયાથી સરજેલાં તે વાછડાં તથા ગોપકુમારો એક વર્ષ સુધી કૃષ્ણ સાથે લીલા કરે છે. વરસ પૂરું થતાં બ્રહ્માને ખાત્રી થાય છે કે, વિષ્ણુ પોતે જ શ્રીકૃષ્ણ રૂપે અવતર્યા છે અને તેમની લીલાથી પરાજિત બની શ્રીકૃષ્ણ પાસે આવી તેમની માફી માગે છે.

મોળિયું=કસબી ફેંટો. લોબડી=ઊનની સુંદર ધાબળી વેદવૃક્ષનું મૂળ=વેદનો જેના પર આધાર છે, વેદ જેનાથી પ્રગટ થયો છે તે પરિબ્રહ્મ શ્રીકૃષ્ણ લાજ=લાજા, ધાણી. કાલંદીએ=જમના કિનારે. ડોળિવા=નમુનાની વાનગીઓ (?) ચતુરાનન=ચારમુખવાળો બ્રહ્મા.

પદ ૨૫ મું: મોરલી વાતા શ્રીકૃષ્ણ પ્રત્યેની પ્રેમતૃષ્ણાનું વર્ણન. "નયણે નિમિષની ખોડ"=શ્રીકૃષ્ણનું રૂપ ધરાઈ ધરાઈને જોવામાં વચ્ચે આંખના પલકારા (નિમિષ) ભંગ પડાવે છે. એટલે નિમિષને ખોડરૂપ કહેવામાં આવેલું છે વારૂ=ધન્ય છે.

પદ ૨૬ મું:–કૃષ્ણની ત્રિભુવનમોહક વાંસળીના નાદની લીલાનું આ પદમાં સુંદર વર્ણન કરેલું છે. ઉપરના પદ ૨૧ ની નોંધમાં દયારામની વાંસળીની ગરબીની જે પંક્તિઓ આપી છે તે આ પદ સાથે સરખાવો. વધુ તુલના માટે જુઓ નીચેની પંક્તિઓ–

"વાછરૂં કાન દઈને સાંભળેરે, કરે નહિ પયપાન;
"ગાયો ગાળા તોડી ત્યાં પળેરે, નાદ સુણવાને કાન.
"ફુલ્યાં કમળ જળ ટાઢડી રે, દીસે ઉદિયા ષ ભાણ;
"શંકર સમાધિ મેલી રહ્યા રે, થયું જગતને જાણ.
"કાને પડિયો તે વ્રજની નારને રે, વાલાજીનોરે નાદ;
"તારૂં પદ પામે નિજ ધામને રે, ધાઇ ગયા સૌ સાદ."

કવિ દયારામના આ મનોહર વર્ણનમાં ભાલણની છાપ કેટલી બ
છે તે ૨૬ મું પદ વાંચવાથી ને તુલના કરવાથી સ્પષ્ટ સમજાશે.

વાય છે=બજાવે છે. અંબર=વસ્ત્ર. રેણ=રાત. પિણ=ગાયો.

પદ ૨૭ મું:–ચટકો=લહેકો, દિલરપશી છટા. મટકો=મનોહ છટા. તોર=તોરો, કલગી, છોગું. હેરાવાં=રખડતાં, હૈયાસૂનાં.

પદ ૨૮ મું: "કૃષ્ણ મથુરાથી ગોકુળ પાછા ન ગયા ત્યાં યશોદા જેવી પુત્રવત્સલ માતાએ કલ્પાંત કરવામાં બાકી રાખી નહિ હોય. પરંતુ મૂળ ભાગવત માં અને પ્રેમાનંદના દશમસ્કંધમાં એ પ્રસંગ ઉપર કવિતા નથી. ભાલણ એ પ્રસંગ જવા દેતો નથી. એનું હૃદય આમ દ્રવે છે."

–શ્રી. રામલાલ ચુ. મોદી (ભાલણ પૃ. ૧૧૬)

કૂર=ભાત. સઢી=નક્કી. ઉેઠ=દગો.

# પરિશિષ્ટ ૧ લું

ભિન્ન પાઠ દર્શાવનાં રામબાલચરિતનાં કેટલાંક પદ અભ્યાસીઓની તુલના માટે અત્રે આપવામાં આવે છે.

## પદ ૧ લું

ચયા મગળ તેજ પ્રકાશ, એ રૂપ કૃષ્ણ કળે;
અતનિકારણ શ્રી અવિનાશી, મહારૂપ કૃષ્ણ કળે.
કિરીટ મુકુટ શિર સાર, એ રૂપ કૃષ્ણ કળે;
શોભે દિનકરનો ઝગકાર, મહારૂપ કૃષ્ણ કળે.
શોભે મૃગમદતિલક લલાટ, એ રૂપ કૃષ્ણ કળે;
સુદ અષ્ટમી સોમનો ઘાટ, મહારૂપ કૃષ્ણ કળે.
શોભે અભુજનેણ વિશાળ, એ રૂપ કૃષ્ણ કળે;
ભ્રકુટી તે ધનુષ્ય આકાર, મહારૂપ કૃષ્ણ કળે.
મકરાકૃત કુંડળ લલકે કાન, એ રૂપ કૃષ્ણ કળે;
અંગ ઇંદુ ઝળદરવાન, મહારૂપ કૃષ્ણ કળે.
શોભે લાલ પ્રવાળી અધુર, એ રૂપ કૃષ્ણ કળે;
હાસ્ય વદનમાં અમૃતપૂર, મહારૂપ કૃષ્ણ કળે.
નાસિકા શુદ્ધ શુકની ચંચ, એ રૂપ કૃષ્ણ કળે;
ઝળકે હીરાકણી શા દંત, મહારૂપ કૃષ્ણ કળે.
ભૃગુલાંછન કૌસ્તુભ હાર, એ રૂપ કૃષ્ણ કળે;
ઉર હાર સહિત શણુગાર, મહારૂપ કૃષ્ણ કળે.
શુદ્ધ શંખ સરીખી કોટ, એ રૂપ કૃષ્ણ કળે;
જાણીએ અધર્મ ઉપર દોટ, મહારૂપ કૃષ્ણ કળે.
પેટ પોયણી કેસરી લંક, એ રૂપ કૃષ્ણ કળે;
કરયાં પીતાંબર પીળે રંગ, મહારૂપ કૃષ્ણ કળે.
જંઘા કોમળી કદળી પાય, એ રૂપ કૃષ્ણ કળે;
જેમાં મુનિયોનાં મન લલચાય, મહારૂપ કૃષ્ણ કળે.

કર આનંદકંદ પાણ, એ રૂપ કૃષ્ણ કહે
શંખ ચક્ર ગદા અંબુજ જાણુ, મહારૂપ કૃષ્ણ કહે
ચરણે ચિહ્ન પડયાં સંયુગ્મ, એ રૂપ કૃષ્ણ કહે;
ધજા ચમર ને પદ અંકુશ, મહારૂપ કૃષ્ણ કહે.
માતા દેખી થયાં દિગ્મૂઢ, એ રૂપ કૃષ્ણ કહે;
જય ઓળખ્યા ગરૂડારૂઢ, મહારૂપ કૃષ્ણ કહે.
પ્રભુ ભાંગીએ મનની ભ્રાંત, એ રૂપ કૃષ્ણ કહે;
રઘુનાથ ખેલાવવાની ખાંત, મહારૂપ કૃષ્ણ કહે.
તતક્ષણ થયા પ્રભુ લઘુરૂપ, એ રૂપ કૃષ્ણ કહે;
ધણી ભાલણના સુરભૂપ, મહારૂપ કૃષ્ણ કહે.

### પદ ૨ જું

કરે સ્તુતિ કૌશલ્યા માત, આજે તપ તપ્યાં વિખ્યાત;
જે પૂરણ પ્રેમ અખંડ, સચરાચર સકળ બ્રહ્માંડ પ્રભુ નમુ નમુ
જે ભૂમિતણા ભૂપાળ, કેમ માનું હું નાનું બાળ;
તારી માયાએ ભૂલે બ્રહ્માય, ગુણ નેતિ નેતિ કરી ગાય. પ્રભુ
શિવ સનકાદિક ધ્યાનમાં ધ્યાય, જેની માયામાં સહુ મુંઝાય;
મુને અચરજ આવડું થાય, મુખડું જોઈ મનડું હરખાય. પ્રભુ
વિશ્વંભર તને શું ધરાવું, જગન્નાથનિ શું રે રમાડું!
માતા પ્રજાકાર થઈ જ્યારે, બેશી વૈષ્ણવી માયા ત્યારે. પ્રભુ.
ઉઆ ઉઆ સુણતાં જાગી, ધાત્રી ભાલણની ભ્રાંતિ ભાગી. પ્રભુ.

### પદ ૩ જું

રાજા ઘેરે વધાઈ, પ્રભુ પ્રગટયા પરમાંઈ. ટેક.
તતક્ષણ ત્રંબાળુ વાગ્યાં, ઘડિયાળાં ઘણુંઘણાં;
ચરણ ચોકે ચતુરા, કર મોતી થાળે વધાવ રાજા.

ધીનકિત ધીનકિત મૃદંગ બાજે, ગુણકા કરતી ગાન;
કનકપાત્રમાં ઘૃત ભરીને આપ્યાં ભૂમિદાન. રાજા.
કુંકમ કેરા પૂર્યા સાથિયા, આંગણે કેળના થંભ;
તરીયા તોરણ બાંધ્યાં બારણે, થઇ રહ્યો નૃાટારંભ. રાજા.
નવપલ્લવ ફળી રહી પૃથ્વી દિનકર તેજ અપાર;
સુત સનકાદિક ઓર બ્રહ્માદિક, વેદ વદે મુખ ચાર. રાજા.
પવન પાવક અતિ ઉજ્વલ, દિનકર તેજ અપાર;
સુરકારણ સારું અવતરિયા, હરવા ભૂમિભાર. રાજા.
જાણાજોષી જુગતે તેડયા, જન્માક્ષર જોવરાય;
પળમાં પરાક્રમ એવું ભાસે, લક્ષણ ત્રિભુવનરાય. રાજા.
ભૂપતિ કે' છે જુઓ વળી, નિરમો એવું નામ;
રામ રામ વ્યાપી રહ્યો છે, મહા રાજીવલોચન રામ. રાજા.
રૈયત સહુકો જોવા આવે, દશરથજીને દ્વાર;
દે છે આદર વહેરો સાકર, શણગાર્યાં સહુ બાળ. રાજા.
નગરનિવાસી જોવા આવ્યાં, નાનાં મોટાં બાળ;
એ સુત બાળક સજ્જનપાળક, ભાલણભય હરનાર. રાજા.

## પદ ૪ થું

હેલી, હાંડો હીંડો, મારા લાડકડા લઘુ વેશ, રૂડા રામને તેડે. ટેક.
કાળો છે પણ કળ્યો ન જાય, નૌતમ નવલે રંગ;
નીલમણિ શો શોભે છે રાઘવ, કૌશલ્યા ઓછંગ. હેલી.
બંદીજન આરણીએ બોલે, જાચક જે જે વાણ;
લુણ ઉતારે માવડી, ત્યાં દશરથ દે છે દાન. હેલી.
મહીમંડળના મુનિ સૌ આવ્યા, પ્રજાને નામે પાગ;

રાયે તો તપ પૂરણ કીધાં, આપી અવધનું ભાગ્ય. હેલી.
મુખડું જોતામાં મોહ પામે, મનડું ગળ્યું અમારૂં;
સર્વે કળાએ શોભે શ્રીવર, કોટિ કામ ઓવારૂં. હેલી.
માનનીઓ મોતીએ વધાવે, સજીને શણગાર;
ભાલણપ્રભુ રઘુનાથ મહારો, મુક્તિનો દાતાર. હેલી.

### પદ ૫ મું

આવ્યા અજોધ્યાના ધણી, આજ રામલાલા,
રૂડે બાળુડે વેશ સુંદરશ્યામ વ્હાલા. આવ્યા.

ઢળે કંકુના ડગ પાની રાતડી રે,
કાલી વ્હાલી લાગે વ્હાલાજીની વાતડી રે. આવ્યા.

ફેરી ઝાંજરી તે રૂમઝૂમ રણઝણેરે,
ઠમક થેઈ થેઈ રામલાલા કરેરે. આવ્યા.
કરમાં ધનુષ્ય ને બાણ નાનાં ધર્યાં રે,
રામલાલાએ લોકનાં મન હર્યાં રે. આવ્યા.

રાજીવ લોચન તે બાલરામ પેખતા રે,
બીજું બધાને ચિત્ત નથી દેખતા રે. આવ્યા.
મારા રૂદિયામાં રામલાલા નાચતા રે,
ધણી ભાલણના ભૂપત રાજતા રે. આવ્યા.

### પદ ૬ ઠું

રામ રંગે રમે એવા કૌશલ્યાકુંવર, લાલા રંગે રીઝે. ટેક
છગ છપ રંગના ઊંડા પમાડે, પાપે ચાલે ચતુર;
આજ મગાને ઉઘાડ રોડે, રંગે દશરથકુંવર. રામ.

કર ગ્રહીને લાવે કૌશલ્યા, પરસાળે મે'લે;
ગોત્રજમાનો ઘૃતદીવડો;' તે મૂઠીમાં ઘાલે. રામ.

સુમિત્રા તો લાવે ગોવડી, બાળકને આપે;
કટકા તો કોરાણું ફેંકે પાળી લઈ ચાવે રામ.

ઘૂઘરા ઘસે ને ખાખડ હસે, ત્યારે બોધ કરે માતા;
બાલપણાને બલિહારી, જાય શંકર વિધાતા. રામ.

ઘૂઘરા ઘમકે અતિ ઘણા ચમકે, ને ઉતાવળા ચાલે;
પમતણી જે કોમળ આંગળીઓ; ચણિયારે ઘાલે. રામ.

અતિ આકુળિત થઈને રે મૈયા, બારણીએ બેસે;
રાયતણા મસ્તાના મેગળ, તેના વચ્ચે જઈ પેસે. રામ.

અતિ અડપલા કુંવર આપણા, કહો દિન કેમ જાશે.
બ્રાહ્મણપ્રભુને પકડી બાંધ્યા, પ્રેમને પાશે. રામ.

પદ ૭ મું

દેવ ડગલાં ભરે, પ્રભુ પગલાં ભરે. ટેક.

ડગમગ કરતા પગલાં ભરતા, ઉતાવળા ચાલે રાજકુમાર;
લપડના સિંહાસન ઝાલે બીના અપરંપાર. દેવ૦

સિંહાસન મૂકાવે રાજા, છૂટા મુકાવે હાથ;
થરથરે ધ્રૂજે, કાંઈ નવ સૂઝે, ઝાલી રહે કોઈ સાથ. દેવ૦

આફણિયે વળી ઉભા થાયે, ઉલાળે અલંકાર;
સદાયે અવળે ડગલાં, શો કરશે શણગાર! દેવ૦

મનમાન્યા મસ્તાના ચાલે, જેમ મહાલે માતંગ;
બ્રાહ્મણપ્રભુ રઘુનાથ મારો, સદાયે રહે સંતસંગ. દેવ૦

### પદ ૮ મું

રામબાળા બોલો, બોલોને બાળલાલ, રઘુબાળા બોલો.
કરજોડીને કહે કૌશલ્યામાત, કોઈ બોલાવો રામ એકવાર.
કહેતાં સારૂ સૌના કામ રામબાળા બો'

ચતુરા એક ચકલું લઈ આવી, મુખમાં પઢાવ્યો નાદ;
આદિતવારે કર્યો ટુચકો, જેથી બોલે રઘુનાથ રામબાળા બોલે
હસતે મુખે કરે હુંકારા, લખારા અપાર;
ચિદ્રુપર્ણ સંપૂરણ ભાસે, આદ્યપુરુષ અવતાર. રામબાળા બોલે
જ્ઞાનદૃષ્ટિથી ગુરુ નમે છે, ઉત્તર આળસો આલે;
વિરંચી તારો વડો દીકરો, આ શા મંડયા ખ્યાલે. રામબાળા બોલે
પળમાં બ્રહ્માંડ ભાંગો સરજો, વાણી ન પહોચે વેદ;
અગમને તારી ગમ નહિ, તો કુણ જાણે ભેદ. રામબાળા બોલે
વસિષ્ટ સામું વેગે જોતા, મુખેથી કહ્યું માત;
ભાલણપ્રભુ રઘુનાથ મારો, મુક્તિનો છે દાત. રામબાળા બોલે

### પદ ૯ મુ

નાચો નાચો નિર્મળ નાથ, રામ લાલા. ટેક૰
શીશ ઘુઘરિયાળા ઘૂમતા કેશ ફરકે,
નાથ નાચે ને દુષ્ટના, મન ધડકે. નાચો૰
કાને મકરાકૃત કુંડળ ઝળકે
રામ નાચે ને દુશ્મનનાં મન ચડકે. નાચો૰
કંઠે કૌસ્તુભમણિ મહીક અનંત,
ઘુઘરિયાળી ગોફણી ને કરકે તીખે દંત. નાચો૰
ઉરવશુ ભૃગુલાંછન માળા,
નાચો શ્રી શેષ શયનપ્રતિપાળા. નાચો૰

પ્રભુ ઢળી પડે ને એઠા થાય;
મૈયા ચુંબન કરીને ચાંપે પાય નાચો૦

પાયે રૂમઝૂમ નેપૂર વાજે;
કટિ કંદોરે મેખલાના ઘોર ગાજે. નાચો૦

ચાલો સખી જોવા જઈયે;
લાલણપ્રભુને ચાપુ કહીયે. નાચો૦

પદ ૧૦ મું

મૈયા લાલને શણગારે, ચાલો જોવા જઈયે. ટેક૦
શીશ સાકડે રાખીને, ઘાલે માથે ચાક;
ઘુઘરિયાળી ગોફણી ને માથે મોતી લાગ. મૈયા૦

કાને મકરાકૃત કુંડળ કેરી જોડ;
નાકે ગુલાબ ને મુખમાં તંબોળ. મૈયા૦
મૈયા મુખડું ધોઈને કરે કેસરની આડ;
વળી નેત્ર સમારી કરે ટબકડું ગાલ. મૈયા૦

બાહે બાજુબંધ બેરખામા સોનાની સાકળ;
વીંટીએ જડિયા હીરા જેમ તારામંડળ. મૈયા૦
કટિ ત્રોટી કંદોરે ઘુઘરીના ઘોર;
ફેરી પેરી ઝાંઝરી ને પાની રાતી ચોળ. મૈયા૦
રાજનીતિનાં રમકડાં એ માગે ધનુષ્ય ચાપ;
લાલણનાપ્રભુ તારી ગહનગતિ અમાપ. મૈયા૦

પદ ૧૧ મું.

બાઈ કોઈ બતાવો રામલાલા ટેક.
મેં તો કેડેથી ઉતાર્યો કયું કામ પડ્યું;
મારી નજર ચૂકીને ફરૂં રતન રડયું. બાઈ૦

હા હાં ઉઠો અનુચર, જુઓ પાણી પીજે પછી;
બાઈ, પખાડે ભગણો, એને ખમા ખચીત. બાઈ૦
મુનિ વશિષ્ટ વદમાંથી કરે મન વિચાર;
બાઈ, રોમરોમ એ રામ રમે સકળ સંસાર. બાઈ૦
હાં હા ઉઠો અનુચર, જઈ જુઓ ચારે દેશ;
બાઈ, રામ તાગે શોધે વળી શેષ ને મહેશ. બાઈ૦
રાજન રાતા તાતા થાએ, ને કરે સરજૂમાં શોધ,
ભાલણપ્રભુ રઘુનાથ ભગાણા, કૌશલ્યાની ગોદ બાઈ૦

## પદ ૧૨ મું.

મૈયા બાવરી થઈ રે, મૈયા બાવરી થઈ;
પ્રભુને લૂઘડે લપેટયા, લાલ દીઠા નહિ રે મૈયા
હેલી ગોદમાં ઘાલીને હીંડે બા'ર માનો,
એવો ચંચળ ચોર કેમ રહ્યો છાનો. મૈયા૦
હેલી આશ્ચર્ય એવું, તે શું કહેવું તુંને,
આવો ચંચળ ચકોર, બાળ વરશે કોને ? મૈયા૦
પરબ્રહ્મમાં પરાક્રમ નથી જાણ્યું થોડું;
એવું સરજ્યું હશે વિરંચીએ વિશ્વમાં જોડું. મૈયા૦
શિવ સનકાદિક ઈમ ચજે જે, વ્યાપ્યો ચૌદ લોક;
વળી કેશ આવે નેત્રમાં, તો ઉચા કરે કોક મૈયા૦
હેલી શાં તપ કીધાં માતાએ, આ ઓછંગે મહાલે;
ભાલણપ્રભુ રઘુનાથ, માતાનો પાલવ ઝાલે મૈયા૦

## પદ ૧૩ મું.

પ્રીત પાડે કૌશલ્યાજી સોર, રાઘોજી મારો ક્યાંય રમે;
મારો કોમળ બાળકિશોર, રઘુના મારો ક્યારે રમે
નથી લાડકો લક્ષ્મણ સંગ, રઘુના મારો ક્યારે રમે

આનંદમાં ઉધાડે અંગ, રઘુનાથ મારો ક્યારે રમે
માતા શોધી વળ્યા ધામોધામ, રઘુના મારો ક્યારે રમે
છૂપ્યા ભગતના ભીતર ગમ, રઘુના મારો ક્યારે રમે,
દેશ દેશ દોડાવોને ભૂપ રઘુના મારો ક્યારે રમે,
શોધ કરી ગયા ભારે ભૂપ રઘુના મારો ક્યારે રમે
જેને હોય કુવારી કન્યાય, રઘુના મારો ક્યારે રમે
પ્રીત કારણ પરપંચ થાય રઘુના મારો ક્યારે રમે,
કોઈ શોધોરે શિવજીના મન, રઘુના મારો ક્યારે રમે
જેને લગન લાગ્યાં નિશદન રઘુના મારો ક્યારે રમે,
મૈયા ઉભી થાય ને હળે ધરણ રઘુના મારો ક્યારે રમે
ઋષિના હૃદયમાં પૂજ્યા ચરણ, રઘુના મારો ક્યારે રમે
ગઇ મિથુલા તે મહેલમાંય, રઘુના મારો ક્યારે રમે,
પહોડયા પારણે પુરુષપુરાણ રઘુના મારો ક્યારે રમે
મહા નિદ્રામા છે મારો નાથ, રઘુના મારો ક્યારે રમે,
ધણી ભાલણના સુખ સાથ રઘુના મારો ક્યારે રમે

## પદ ૧૪ મું

મૈયા કાંય કરો ચિંતાય ઝૂલે પારણે રાવતરાય
પોઢ્યો પારણે ગધવગાય મૈયા મેંય કરો ચિંતાય
પારણે પોઢયા પુરુષ પુરાણ જાણિરે કોટિ ઉગ્યા ભાણ મૈયા૦
હાલ્યા નીચે લક્ષમણ એક જાણે નારાયણ પર શેષ મૈયા૦
શીશે શિથિલ થઈ છે વેણ કુંકુમ ખરી પડયાં છે નેણ મૈયા૦
નાસિકા નિદ્રામાં ભરપૂર વેરી વિધ્ન નાઠા જેમ દૂર. મૈયા૦
મૈરાજ ધૂનરુ ખૂંચ્યુ આંખ જાણીએ બેઠયાં ચારે ભાય મૈયા૦

કુસાલો ઝૂલી રહ્યો જેમ ચરણ, કમળા ચાંપતી હોય જેમ ચરણ. મેઘા૦
કટિ કંદોરો ખૂંચ્યો ખેસ, જાણીએ વિરંચીએ પાડી રેખ. મેઘા૦
ઉઘાડી અડપડિયાળી નેણ, ભાલણ ભરભવ ભજશે વેણ. મેઘા૦

### પદ ૧૫ મું.

કરું થાપટ થાપટ પાણ, કો થાપટ થાપટ પાણ;
રમો રમો રઘુના રામ, કરું થાપટ થાપટ પાણ કરું થાપટ.
થાપ્યા બ્રહ્મા થાપ્યા શંકર, થાપ્યા નિગમ ચાર;
વિશ્વવાસુ ને વસુધા થાપી, કોઇ ન પામે પાર કરું થાપટ.
જણ્યા માતને માતપિતા રે, ગાય ધરી ઘર માંય;
અગમ અગોચર અતિશે ઉંડા, કરતાનાં પર કાંય. કરું થાપટ.
પાંપણમાં પરઠે ને સહરે, તેને હુલાવે માત;
ભાલણપ્રભુ રઘુનાથજી, સર્વને કરે શાંત. કરું થાપટ.

### પદ ૧૬ મું

નાવિક વળતો બોલિયો, સાંભળો મારા સ્વામ !
હાથ સહુ નાવે બેસો, નહિ બેસારું ગામ;
વાતો મેં સાંભળી છે-ચરણરેણુથી અપાર
અહલ્યા તો થઇ સ્ત્રી સદો પાષાણ ફીટી નાર.
આજીવિકા મારી એ છે, જુઓ મન વિવેક.
સ્ત્રી થાતાં વાર ન લાગે, કાષ્ઠ પાષાણ એક.
આજીવિકા ભાગે મારી, આગે એક સ્ત્રી છે ઘેર.
બે મળીને શું જમે ! શી કરું તો પેર
હસી વિશ્વામિત્ર બોલિયા, રઘુવરને સ્ત્રી થાય
તે માટે સંભાળજો લઇને, પખાળો હરિપાય.
હસીને હરિ હેઠા બેઠા, રામ અશરણશરણ.
નાવિકે સંભાળજો લઇને પખાળ્યા તો ચરણ.

(" ભાલણ" પૃ. ૧૪૮.)

# પરિશિષ્ટ ૨ જું

પાંચાળીની પ્રાર્થનાનું નરસિંહ મહેતાનું અપ્રગટ પદ મેં મારાં મોટીબેન ગં. સ્વ. ચંચળબેન પાસેથી ઉતારેલું અને તે ટૂંક નોંધ સાથે " બુદ્ધિપ્રકાશ " માં છપાવેલું પણ હતું આ પદ મારી બેન કે જેમની હાલની ઉંમર ૫૫ વર્ષ ઉપરાંતની છે તેમણે બચપણમાં અમારી પાડોશમાં રહેતાં 'રામ' ઉપનામધારી એક લગભગ ૬૫ વર્ષની વયનાં અંધ ભક્તબાઈ પાસેથી કંઠસ્થ કર્યું હતું 'રામ' અંધ અને અભણ હોઈ તે પણ નાનપણમાં આ પદ કંઠ પરંપરાએ શીખેલાં એમ જણાવતા એટલે પાંચાળીની પ્રાર્થનાનું પદ ઘણું જૂનું હોઈ તે નરસિંહ મહેતાની કૃતિ હોવાનું માનવા હરકત નથી જો કે કંઠપરંપરાએ તેની ભાષા આધુનિક બની ગયેલી છે, તો પણ તેના ભાવ અને રચના-કળા તો આપણી પ્રાચીન કવિતાશૈલીના જ રહેલાં છે

આ પદ આખું અહિં ઉતારેલું છે. તે પદમાંના કેટલાક ભાવ અને ઉક્તિઓ તથા આખીને આખી કડીઓ થોડા ફેરફાર સાથે ભાલણના " કૃષ્ણવિષ્ટિ " ના પદોમાં મળી આવે છે. એટલે ભાલણે નરસિંહનું આ પદ સાંભળ્યાનું અનુમાન કરવું પડે છે " કૃષ્ણવિષ્ટિ " નાં પદ સાથે તુલના કરવા જેવા ભાવ તથા કડીઓ પદની નીચે પાદટિપ્પણમાં સરખાવી બતાવેલાં છે.

નરસિંહ મહેતાનું આ પદ તેમના કોઈ લાંબા કાવ્યના એક અંકોડા જેવું હોય એ પણ બનવાજોગ છે.

નરસિંહ મહેતાના આ પદમાં અને ભાલણના 'કૃષ્ણવિષ્ટિ ' ના પદોમાં જે સામ્ય કોઈ કોઈ સ્થળે જોવામાં આવે છે તે પરિ. ૩ માં બતાવેલા પદ ના સામ્ય જેટલું સ્પષ્ટ, ખુલ્લું અને તુરત નજરે તરી આવે તેવું નથી એ સામ્ય માટે બેઉનું પ્રેરણાસ્થાન જો સામાન્ય ન હોય તો કદાચ ભાલણ ઉપર નરસિંહ મહેતાના આ પદની અસર હોવાનું જૂની પરંપરા અનુસાર માનવું પડશે.

ઘણી વાર જૂના કાળની લોકવાણીના સરોવરમાં કમળોની પેઠે તરી રહેતાં ભજનો, ગીતો, ગાથાઓ, ચાટુક્તિઓ વગેરે પણ આવા સામ્યના કારણરૂપ બને છે, એ પણ લક્ષમાં રાખવું જોઇયે મૂળ રામાયણ કે મહાભારતમાં ન હોય તેવા ગમસીતા કે પાંડવોને લગતા પ્રસંગો લોકવાણીના કમળ સરોવરમાં તરતા કોક વાર મળી પણ આવે છે એવા પ્રસંગો કે એમાંના ભાવો, ઉક્તિઓ વગેરે એકથી અધિક કવિઓને પ્રેરણાદાતા થઇ પડે અને કદાચ એ રીતે આવાં સામ્યના કારણરૂપ બને એ સંભવિત છે

પણ લોકસાહિત્યનું અને પ્રાચીન કવિતાનું સમગ્રપણે અને પૂર્ણ ચીવટથી વધુ સંશોધન ન થયા ત્યાં સુધી આ બાબતમાં કાંઈ ચોક્કસ વિધાન કરવું શક્ય નથી એટલે ભાલણ ઉપર તેના જ્યેષ્ઠ વયસ્ક સમકાલીન નરસિંહની અસર હશે એમ હાલ મનાય છે

અલબત, નરસિંહ મહેતાનો નિશ્ચિત સમય વિ સ ૧૪૭૦–૧૫૩૬ માનવામાં આવે તોજ, નરસિંહની અસર ભાલણ ઉપર થઈ એ માનવું કંઈક વ્યાજબી લેખાય. પણ જો નરસિંહનો જન્મસમય શ્રી મુનશી કહે છે તેમ અને સ્વ. નરસિંહરાવ દિવેટિયા અનુમોદે છે તે રીતે (૧૫૩૦ થી વહેલો નહિ અને ૧૫૮૦ થી મોડો નહિ) માનવામાં આવે તો ઉલટી રીતે ભાલણની અસર નરસિંહ ઉપર થયાનું કહી શકાય *

ભાલણની હસ્તલિખિત કૃતિઓ નાગરોના ઘરોમાંથી મળી આવી હતી અને તે કવિ નાગરોમાં પ્રિય થઈ પડયા હતા, એમ જણાય છે એટલે નરસિંહ મહેતા કાલક્રમના ધોરણે ભાલણના અનુગામી ઠરે તો તેમણે ભાલણની કૃતિઓ વાંચી સાંભળી હોય એમ માનવા પૂરતું કારણ મળે છે

---

* નરસિંહના સમયની ચર્ચાના ખંડનમંડન માટે જુઓ 'કવિચરિત' ભાગ ૧ પૃ ૩૯ થી ૪૮ તથા શ્રી ક મા મુનશીકૃત 'નરસૈયો ભક્ત હરિનો' તેમજ શ્રી કે કા શાસ્ત્રીની હારમાળાની પ્રસ્તાવના વગેરે

ભાલણના પુરોગામીત્વ સબંધમા નવીન આધારો સહ વિસ્તૃત ચર્ચા આ પુસ્તકના ઉપોદ્‌ઘાતમા કરેલી છે તેમા નરસિહના સમયનો નિર્ણય કરી ભાલણ તેનો પુરોગામી હોવાનુ સ્પષ્ટ બતાવ્યુ છે

## પાંચાળીની પ્રાર્થના

પાડવ જૂગટું રમવને રે બેઠા, ઓશિયાળી સભાગા રે પેઠા,
પાડવ ભણવુ ને ગણવુ વિસારી, જૂગટુ રમે ગર્જ વિસારી
હાર્યા હાથી ઘોડાગો રે દાડ [1] હાર્યા હસ્તિનાપુરનુ ગજ,
પાંડવ વાત વિચારી મન ધારી, હવે હાર્યા દ્રૌપદી નારી
એમ બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસે પાડવ કેરી નારી
૧ પદિ—તને માળે લીધા છે ઘેરી, ખોળે બેસે ગદા ભીમ કેરી
એમ કહીને દુશાશન ધાગો, જઇ સતીનો પાલવ સાહ્યો
સતીએ વાત વિચારી મન ધારી, પાંડવ ધૃત રમતા બેઠા હારી
ધાજો ધાજો અનાથોના નાથ, મારી લજ્જા તમારે રે હાથ,
મારૂ તન રે ઉઘાડુ થાશે પ્રભુ બાનાની પત જાશે
મે તો દશે દિશાઓ નિહાળી મારી વરે ન નાથા મોરારિ, ૨
એમ કહીને કટાર રે સાહે એટલે આવ્યા દ્વારમાથી ધાઈ
સતીની ભીડે આવ્યા જુગદીશ બેની ટાળજો રૂદિયાની રીસ
આસન આપ્યુ છે અવળા રે હાથ આવી બેઠા ત્રિભોવન નાથ
બેની કહોને રે મારા સમ પાંડવ જૂગટુ રમતા હતા કેમ
પાડવ જૂગટુ રમતા'તા જ્યારે, હું તો નોતો દ્વારકામા ત્યારે, ૩
જો જાણુ તો વ્હેલો આવુ, બેની થાતો કલેશ સમાવુ ૪

---

૧ સરખાવો –' ભણવુ ગણવુ પાંચે વિસાર્યું તેજ ગયજીએ રમતા હાર્યું " ( કૃષ્ણવિષ્ટિ પદ ૧– )

૨ સરખાવો–' વિદુર વહારે નાવ્યા ધાઈ, નેષ્ટ થયા છે પાચે ભાઈ ( કૃ વિ૦ પ૦ ૧–૩)

૩ સરખાવો– મે તો જાણ્યુ નહિ નાહાગ સમ પાડવ દ્યૂત રમ્યા તે કેમ તમને દુખ પડયુ જિવારે હું દ્વારકા નહોતો તિવારે (કૃ વિ પદ ૨– )

૪ સરખાવો – જો જાણું તો ચાનીને આવૂ ઉપજતો એ કલેશ સમાવૂ ' (કૃ વિ ૨–૩)

હું તો પાંચાલી રે કહેવાણી, સહુ કોઈને એક જ સ્વામી
પાંચ બેઠા અનોપી મારી લાજે, મારી વ્હારે ન ધાયા મહારાજ ×
ફરિયારો રે નરિયાની પાળે, રાંક ગળી ગળી ખવરાવે ૫
દુશાસને ચીર મારા તાણ્યા, રાજા ધર્મે નજરમાં ન આણ્યાં
રાજા ધર્મ કરણ રહ્યા જોઈ, મારી વ્હારે ન ધાયા કોઈ ૬
તે નો કહેવાયા રાજા રે ધર્મ મારી વેળે થયા અધરમ
સતી તાણ્યા તમારાં ચીર, તેના હાથ કપાવું રાખો ધીર
એના સોએ સાથે સંહારું, એની વીરા તમારો કહેવાઉં
જેની તરિય સૂરજ ના જોતી એની રાણીઓ કરાવું હું રોતી ૭
જે કોઈ પાંડવનું પદ ગાશે, એનાં જનમના રે બંધન જાશે,
મને મળ્યો નરસૈંયાનો સ્વામી, સતી દ્રૌપદી આનંદ પામી

---

× આ તથા આની આગલી પંક્તિના ભાવાર્થ સાથે સરખાવો –
'કેશવજી ! હું શું કરું જો પ્રીતિ પંચશું માંડી રે
ઓડું જોતાં માહારુ સુખેસુખે છે ગાંઠી રે "(કૃ વિ પદ ૪, કડી ૧૧)

૫. સરખાવો – "હડીઆરોમે ઓને પાલે, ગાર થઈ ગળીને ખાલે."
( કૃ વિ. પદ ૧-૯ )

૬ સરખાવો – "ત્યારે ગાંડે સાંડે ગોઈ ભીષ્મ દ્રોણ ગયા ત્યાં
જોઈ ' ( કૃ વિ, પદ ૧-૪ )

૭ સરખાવો – સપ્ત સ્વજાને હું મારી રોતી દેખાડું હું એહેની -
નારી ' ( કૃ વિ પદ ૨-૪ )

# પરિશિષ્ટ ૩ જું

નરસિંહ મહેતાનું "સાંભળ રે તું સજની મોરી, રજની કંઈ પેર રમીએજી" પંક્તિવાળું પદ દયારામના "કહેને મૂને કામિની તું ક્યાં શ્યામે ભરાણીજી" એ પદ સાથે ઘણું મળતું આવે છે. તે એની તુલના કરી કોના ઉપર કોની કેવી અસર હશે તે સમજવા માટે બેઉનાં તે પદ અત્રે ઉતારેલાં છે. દયારામની આ ભાવવાળી ગરબીની કેટલીક કડીઓ પણ પાદટિકામાં તુલના માટે આપવામાં આવી છે

(૧) નરસિંહનું પદ

"સાંભળરે તું સજની મોરી! રજની કંઈ પેરે રમીએજી?
મોહનજીએ મંદિર છોડયાં, એ દુઃખ કોને કહીએજી? સાંભળ
સાંભળ સજની વાત કહું એક, પ્રેમની મીઠી મીઠીજી
સરોવર પાણી અમે જાતાં, નંદને કુંવર દીઠી સાંભળ
પૂઠેથી હરિ હસતા આવ્યા, પજની ભરાવી આટીજી,
પાછું ફરીને જોવા લાગી મુખતંબોળે છાંટી સાંભળ
હવડે વેણુજ ગૂંથી હૂતી, આવડી કાં વેરાણીજી?
એહવે સહીઓ કોણ મળ્યો, તારી વેણુજ નાખી વેરી? ૧ સાચું બોલોની
કદંબ તળે જઈ જોવા ઉભી, મસ્તક ભમરો બેઠો જી
તે ભમરો ઉડાડતાં રે, માહારી ઝાપટે લટ છૂટી ૨ સાંભળ

---

૧ "કાલ મેં તારી વેણી ગૂંથીતી, છૂટી કયમ વિખરાણીજી?
એવડી શી ઉતાવળ પડી જે, ઝુલડી નવ બંધાણી? સાચું બોલોજી."
—(દયારામ)

૨ "કાળો તે ભમરો શિર પર બેઠો, ઉડાડતા સેર છૂટીજી,
ચમચમ કરીને બાંધતાં વચમાંથી નાડી તૂટી સાંભળ
—(દયારામ)

ઉવડે કાજળ સાર્યાં હતાં, આવડાં ક્યારે લોહ્યાંજી ?
એહવો રસીઓ કોણ મલ્યો, તારે નયણે નીર ઢાળ્યાં ? સાચુ બોલોની

વૃંદાવનમાં મારગ જાતાં એસે આખ ભગાણીજી,
ચોળી–રોળી કાઢતાં મારાં કાજળિયાં રેલાયાં સાંભળ.

આવી તારી કોમળકાયા, હૈડે દાર હ‌ંખી ઉઘ્યાજી,
એહવો રસીઓ કોણ મળ્યો, તારા હૃદયે નહોર દીધા ? સાચુ બોલોની

સુંદર પોપટ આવ્યો હુતો, દીઠો નોતો–મે સાસોજી,
તે પોપટે મને ડંખ જ માર્યો, તે ઉડતાં નહોરજ વાગ્યા ૩ સાંભળ

કાળી અતલસની ચોળી સીવડાવી, આવડી ક્યાં ચોળાણીજી ?
એવો રસીઓ કોણ મળીઓ, તાહરી ચોરી ચ ચોળાણી ? ૪ સાચુ બોલોની

હજીરે સુઓ ચગીભગી ચોળી શીવી તંગીજી,
ભગજોબનમાં રે પહેરતાં, ચોળી તડાક દઈને તૂટી સાંભળ.

અવળી ચણીઓ પહેર્યો સુંદરી, જ્યમત્યમ સાડી વીંટીજી,
એવડી ઉતાવળ શી હુતી તે વસ્ત્ર પહેર્યાં વાળી ? ૫ સાચુ બોલોની.

---

૩ “ મધુરાં વાયક પોપટ બોલ્યો, તેને મે જઈ ઝાલ્યોજી,
ચંચલ ચાંચ ભરીને નાઠો, તત્ક્ષણ ત્યાંથી છુટો ” સાંભળ
—(દયારામ)

૪ “ આ ચોળી અતલસની પેહેરી, સઈઅરે વખાણીજી,
ચોળીની કસ કહાં તૂટી ? તું આવડી કહાં ચોળાણી ? સાંભળ ”
—(દયારામ)

૫. “ અવળો ચણીઓ કેમ પહેર્યો છે ? જેમ તેમ વીંટી સાડીજી,
સમજ થઈને સુંદરી ! હાવાં વસ્ત્ર પહેરોની વાળી સાચુ બોલોજી ”
—(દયારામ)

સરખો સૈયરોમાં સાદ પડયો ને ભરનિદ્રામાંથી જાગીજી,
સૈયર કેરે કારણે મેં વસતર પહેર્યાં વાળી. ૬. સાંભળ.

આવડાં પુષ્પો ક્યાંથી આવ્યાં ? ક્યાં તમે બહેંકી આવ્યાંજી?
એહવો રસીઓ કોણ મળ્યો, જે ફૂલમાં પોઢાડયાં ? ૭. સાચું બોલોની.

પ્રથમ પોળે પેસતાંરે અમને સહામા મળીઆ વનમાળીજી,
ફૂલ લઇને મ્હારે મસ્તક મેલ્યું, વાચા તેની પાળી ૮. સાંભળ.

હરિ કાજે હાર ગૂંથાવું ને ઝીણા વેઢ પડાવુ જી,
વનમાળી મ્હારે ચિત્તે હોય તો શણેં જઇને પહેરાવું. સાંભળ.

જે પૂછ્યું તેનો ઉત્તર આપ્યો ને બોલતા ગંવાણીજી,
સહુ સૈયરમાં સમોની થાવા, સઘળે વાત વંચાણી. સાંભળ.

ગાય શીખેને સાભળે રે એહવી પ્રેમી જનની વાણીજી.
નરસૈયા આ સ્વામીનેરે ભજતાં, પાવન થાયે પ્રાણી." સાંભળ.

---

૬. " સાદ ના સૈયરે કીધો, ઉતાવળી વેગે ચાલીજી,
અવળો ચણીઓ પહેરી દીધો, હવે વસ્ત્ર પ્હેરીશું વાળી. સાંભળ"

—(દયારામ)

૭. " આવડાં પુષ્પ કહાંથી વારે? તુજને કોણે આપ્યાંજી !
એવો રંગરસીઓ કૃષ્ણ મળીઓ, પ્રેમ કરીને થાપ્યાં. સાંભળ."

—(દયારામ)

૮. " સુરજકળાએ હું પોળે ગની, વાટે મળ્યા વનમાળીજી, :
સમ ખાઇને મુને તેણે આપ્યાં, તેની પ્રતિજ્ઞા પાળી. સાંભળ."

—(દયારામ)

## (૨) ભાલણનું પદ

" કહે રે મુને કામિનિ, તું કયા થાસે ભગાણીજી ?
પરસેવો એમ કયા વળ્યો, તારી ભમર બેઉ ભીજાણી ? સાચુ બોલોજી
રાધા કહે ભૂલી પડી વાટ મે નવ જાણીજી,
વનમાં બેની એકલી, અતિસે ઘણા ઉગાણી સાભળ સજનીજી
આજ વેણી ગૂંથી હતી તે, છુટી કયમ વિખરાણીજી ?
ઉતાવળ એવડી કહે શી, જુડી નવ બધાણી ? સાચુ બોલોજી
ભમરો આવીને બેઠો, ઉરાડતા શીર છૂટયુ જી,
જતન કરીને માથતા વચ્ચેથી નાકું ત્રૂટયુ જી સાભળ
અતલસની ચોળી નવી સોવડાવી, સહીઅરે વખાણીજી,
તે ચોળીની કસ કયા તૂટી, આવડું કયાં ચોળાણી ? સાચુ
મહારૂં હૈયુ આવ્યુ દુખવા, વાયે કગીને કાંપ્યું જી,
પીડ ટાળવાને મે ચોળ્યુ કરે કરીને ચાંપ્યુ સાભળ
ફૂલ આવડા કહા થકી મારગ કોણે આપ્યાંજી ?
એવો રસીઓ કોણ મળ્યો, જેણે પ્રીત સહિત કરી થાપ્યાં ? સાચુ
વાડીયા ઘેર આવતા, મુને મળીઓ ત્યા વનમાળીજી,
સમ દઈ તેણે આપ્યા વાચા તેની પાળી સાભળ
મુખ તમોલ દીસે ઘણો, લાગ્યા છે લોચનજી,
મુખ સરખુ અતિ ભાસે છે, દીધુ છે ચુબન સાચુ
નીસરતા માતાએ મુને બીડો લઇ ખવરાવીજી,
તમોળ લઇને આખ ચાપ્યો, ખરખરવાને આવી સાભળ
હાર હૈયે ઉઠયો છે, કોમળ તારૂ તનજી,
જાણીએ છીએ જે વહાલો મળીઓ, દીધું છે આલીગન સાચુ
સ્ફટીક મણિની માળા હતી, દોડી તે મે લીધીજી,
શીતળ જાણી હૃદયા ચાપી, તતક્ષણ નાંખી દીધી. સાભળ
અધરદંશ આ ક્યા બેઠા છે, શરીરે નખ લાગ્યાજી
તરુણી તારા તનમા કામ જાણ્યુ શાં વાગ્યાં ! સાચુ

પોપટ અતિશે મીઠું બોલતો દીઠો ને મેં ઝાલ્યોજી;
અધર ડંખ નખ દેઈ વછૂટ્યો, તતક્ષણ નાસી આવ્યો. સાંભળ.
કસ્તુરી એ ક્યાં અડી પરિમળ અતિ ગધાયેજી,
મેં કહીએ દીઠો નથી, એવો આવે વાય. સાચું.
શિલાએ મૃગ બેઠો હશે, હું ત્યાં જઈને બેઠીજી;
પ્રસ્વેદ થકી તે વાસના, મારા તનમાં પેઠી સાંભળ.
ચરણો અવળો કિમ પહેર્યો છે, જીમતીમ પીટી ફાલીજી,
સ્વસ્થ થઈને સુંદરી, વસ્ત્ર પહેરો વાળી. સાચું.
સાદ સૈયરે કર્યો, ઉતાવળ અત્ય કરીજી,
જીમતીમ વીંટી નીસરી, હવે પહેરશું ફેરી સાંભળ.
પાછળ શા માટે પડીને, ગઈ હતી તું વહેલીજી;
સાથ અમારો મેલીને, ગઈ હતી ત્યાં પહેલી. સાચું.
વન માંહે ભુલી પડી, બેઠી એક ઠારજી.
જાણું પકડી પાડશું તમને, તેણે લાગી વાર. સાંભળ.
શ્યામસુંદર તમને મળ્યો, એરી દીસે સબાઇજી;
ઉત્તર તું જે આપો છો, જાણો તુજ ચતુરાઈ. સાચું.
જેણી વારે હરિ હોય, તેણી વારે નહિ જાવુંજી;
આજ જો હરિ દીઠા હોય તો, કહો તેવા સમ ખાઉં સાંભળ.
સમ તો તેને સુખડી, જે ચાલે વ્યભિચારજી;
સાચુ તે ક્યાંથી બોલે, જેને મળીઓ યાર. સાચું.
જે જેવું હોય તે તેવું જાણે, મારે નહિ કાંઈ છાનુંજી,
પોતાનું જૂઠું કહો તે, પરંતુ સાચુ માનું. સાંભળ.
એ કામ ત્યહાં એવું છે જે, કોઈએ ન બોલે સાચું જી,
હૈયા માંહે જાણું છું, પણ તારે બોલે સાચું. સાચું.
નેમ મહારે એવો છે જે, પરપુરુષ ભાઈ બાપજી.
બ્રાહ્મણપ્રભુ રઘુનાથજીને નામે જાયે પાપ. સાંભળ. ”

આ ત્રણે કવિઓનાં એકજ વિષયનાં પદ એટલાં મળતાંઝૂલતાં છે કે તેની પંક્તિઓ એકબીજામાં સેળભેળ થઈ જાય તો ફરી છૂટી પાડવી મુશ્કેલ બની જાય. આટલી હદે સામ્ય–અનુકરણ શા કારણે હોઈ શકે ?

ભાલણ જેવો શકતિસંપન્ન કવિ સમકાલીન નરસિંહ મહેતાના પદનું આવું ખુલ્લેખુલ્લું અનુકરણ ( અપહરણ ગણાય તેવું ) કરે તે માની શકાય તેમ નથી છતાં પદની રચનાશૈલી, સંવાદની વિગતો અને ભાવો એ બધાનું આટલું સામ્ય કોઈ પણ જાતના અનુકરણ વગર શકય નથી, એ પણ સાચું છે. ત્યારે આના હવે બે ખુલાસા સંભવિત જણાય છે:-

૧ ભાલણ અને નરસિંહના સમયમાં આ ભાવનું કોઈ લોકગીત જનતામાં પ્રચલિત હશે, જેને પોતપોતાની રીતે કાવ્યમાં ઢાળવા એ બેઉ કવિઓ લલચાયા હશે અને તેને પરિણામે બેઉનાં પદોનું મૂળ પ્રેરણાસ્થાન એક હોવાથી આટલું સામ્ય બંનેનાં પદોમાં આવ્યું હશે

૨ નરસિંહ અને મીરાંના નામે પાછળથી અનેક કાવ્યો બીજા ભક્તના લોકોએ રચીને કાવ્યાન્તે એ ભક્તોનાં નામ જોડી દીધાં છે, તેવી રીતે આ પદ નરસિંહને નામે પાછળથી બીજા કોઈ કવિએ રચીને જનતામાં વહેતુ મૂક્યું હોય અને તેણે ભાલણના પદમાંથી આની પ્રેરણા લીધી હોય એ પણ સંભવિત છે.

આમાંથી પહેલો ખુલાસો મને વધુ પ્રતીતિકર લાગે છે એટલે આ પદનાં મૂળ કોઈ લોકપ્રિય પ્રાચીન ગીતમાં રહેલાં હોય એમ જણાઈ આવે છે.

પણ તો પછી દયારામની પ્રેરણા વિષે શું માનીશું ? દયારામે તો ભાગવતમાંથી ખૂબ પ્રેરણા લીધી છે. તેની કૃષ્ણલીલાની કવિતામાંથી આ વાત સ્પષ્ટ સમજાય તેમ છે. એટલે દયારામે ભાલણનું આ પદ જોઈને તેમાંથી પ્રેરણા લીધી હશે એમ માનવા કારણ નથી.

# પરિશિષ્ટ ૪ થું

ભાલણ અને નરસિંહ મહેતાની કૃતિઓમાં જ્યાં સામ્ય દેખાય છે ત્યાં ભાલણ ઉપર નરસિંહ મહેતાની અસર હોવાનું અનુમાન કરવામાં આવે છે. ભાલણને નરસિંહનો લઘુવયસ્ક સમકાલીન માનવામાં આવે છે, તેથી તેના પુરોગામી નરસિંહ મહેતાની અસર તેના કાવ્યોમાં હોવાનું માની શકાય. પણ વીસમી સદીના બીજા ચરણમાં નરસિંહ મહેતાના વૃદ્ધમાન્ય સમય વિષે શંકા ઉઠાવવામાં આવી છે અને નરસિંહનો સમય લગભગ સીત્તેર વર્ષ જેટલો પાછો હઠાવવા સબળ દલીલો જુદાજુદા વિદ્વાનો દ્વારા રજૂ થયેલી છે. તે દલીલો ગ્રાહ્ય રહે તો પછી ભાલણ નરસિંહનો પુરોગામી ઠરે અને તેની અસર નરસિંહ મહેતાની કૃતિઓ ઉપર પડેલી છે, એમ સ્પષ્ટ રીતે કહી શકાય.

આ પ્રમાણે હોવાથી ભાલણ ઉપર નરસિંહની અસર ચોક્કસ ઠોકી બેસાડતા પહેલાં નરસિંહના વૃદ્ધમાન્ય સમય સામે ઉઠાવેલી શંકાઓ વિચારમાં લેવા જેવી છે. આથી આપણે અહીં તે વિષે થોડુંક વિહંગાવલોકન કરી લઈએ.

સ્વ. કવિ નર્મદાશંકર, સ્વ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ અને સ્વ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા જેવા જૂના સંશોધકોએ પોતાના જમાનામાં પ્રાપ્ત થયેલાં સાધનો ઉપરથી, નરસિંહ મહેતાનો સમય સંવત ૧૪૭૦–૧૫૩૬ સુધીનો માનેલો હતો. લાંબા સમયથી નરસિંહનો તે સમય બધા વિદ્વાનો સ્વીકારતા આવેલા. પરંતુ સૌ પહેલાં સ્વ. આનંદશંકર ધ્રુવે આ વિષે પોતાનો સંશય વ્યક્ત કર્યો. નરસિંહ મહેતામાં ભક્તિની જ્વાળા ક્યાંથી ફૂટી, એની ચર્ચા કરતાં

સ્વ. ધ્રુવ " વિદગ્ધમાધવ " (રચ્યા સંવત ૧૫૮૯) માં ગોપીશ્વર મહાદેવની આજ્ઞાથી નાટક રચ્યાનો ઉલ્લેખ મળે છે તથા તેમાં રાધાની સખીઓનાં નામ મળે છે તે બતાવી નરસિંહની ગોપનાથ મહાદેવની કલ્પના તથા રાધાની સખીઓનાં નામ તે ઉપરથી ઉતરી આવ્યાનું સંભવિત માને છે.[1]

આ ઉપરથી શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ " નરસિંહ મહેતાનો કોયડો " ઉપાડ્યો અને સંવત ૧૯૮૨ માં " ગુજરાત " ના શ્રાવણ માસના અંકમાં એક લેખ લખ્યો તથા તે પછી અને ૧૯૩૨માં " કૌમુદી " માં એ કોયડો વધુ માહિતી સાથે સુધારો-વધારો કરીને પ્રગટ કર્યો. પાછળથી શ્રી. મુનશીએ પોતાનાં મંતવ્ય " નરસૈયો ભક્ત હરિનો " એ પુસ્તકમાં સ્પષ્ટ રીતે રજૂ કરેલાં છે.

શ્રી. મુનશીની આ વિષયની રસપ્રદ ચર્ચા ઉપડયા પછી સ્વ. નરસિંહરાવ દિવેટિયાએ પણ સ્વતંત્ર ચર્ચા ઉપાડી અને " વસનજી માધવજી વ્યાખ્યાનમાળા " નાં ભાષણમાં તેમણે આ પ્રશ્નની ઠીકઠીક છણાવટ કરેલી છે.[2] આમ આ પ્રશ્નને વર્તમાન શતાબ્દીના ત્રણ પીઢ સાક્ષરોએ આગળ આણ્યો છે; અને નરસિંહ મહેતાના રૂઢમાન્ય સમય વિષેની આપણી શ્રદ્ધાને હચમચાવી મૂકી છે. ભાલણના અભ્યાસીઓ માટે આ પ્રશ્ન આવશ્યક હોઈ તેનો સંક્ષેપમાં વિચાર કરવો ઉચિત છે.

સ્વ. ધ્રુવના ઉપર જણાવેલા સંશય પછી શ્રી કનૈયાલાલ મુનશીએ કરેલી વિસ્તૃત ચર્ચાનો સારાંશ નીચે પ્રમાણે નીકળે છેઃ—

૧. હાલ મળતી સામગ્રીઓ જોતાં નરસિંહ મહેતાના જીવનનું

---

૧. વસંત વર્ષ ૪ અંક ૭–૮. ૨. જુઓ: ૧૯૩૦નાં વસનજી માધવજી ભાષણો.

અન્વેષણક્ષેત્ર સં. ૧૪૭૦ અને સં. ૧૬૭૫ વચ્ચે મૂકી શકાય. હારમાળાના અસલ આખ્યાનની રચનાનો સમય સં ૧૭૦૦ માની સં ૧૬૭૫ને તપાસની અંતિમ મર્યાદા તરીકે સ્વીકારવામાં આવે છે.

૨. સં ૧૪૭૦ થી ૧૬૦૦માં હસ્તીમાં આવેલો કોઈ પણ સમકાલીન પુરાવો નથી કે જેમાં નરસિંહના જીવન અને કવન વિષે પરોક્ષ પણ ઉલ્લેખ હોય. અને બધીજ સામગ્રી એની અસરથી અસ્પૃષ્ટ રહે છે.

૩ સં. ૧૫૬૭નો ગોવિંદદાસના કડચાનો એક સબળ નકારાત્મક પુરાવો નરસિંહના પુરોગામીત્વની વિરૂદ્ધનો મળી આવે છે. સં ૧૫૬૭ માં ચૈતન્ય અને ગોવિંદદાસ જુનાગઢ આવ્યાનો ઉલ્લેખ ગોવિંદદાસ કરે છે. તે રણછોડજી મંદિરમાં ગયેલા અને મીરાંજી બાઇજીને ત્યાં ઉતરેલા એમ પણ જણાવે છે. પણ નરસિંહ મહેતા કે તેમની ભક્તિ, કીર્તિ વગેરે વિષે તેમાં કાંઇજ ઉલ્લેખ નથી.

૪. સં ૧૬૧૬, ૧૬૨૧ અને ૧૬૨૪માં નરસિંહની હસ્તીના અને મામેરું ને હુંડીના પ્રસંગના પહેલા આધાર મળ્યા કહેવાય છે. એટલે એનો જન્મ આશરે સં ૧૫૮૦થી મોડો તો નજ મૂકી શકાય.

૫ સંવત ૧૬૫૦ થી ૧૬૬૦ સુધીમાં સંશયથી અગ્રસ્ત એવો એનો પહેલો ઉલ્લેખ મળે છે. શ્રી. વલ્લભાચાર્યના પ્રપૌત્ર શ્રી કલ્યાણ-રાયજી ( જન્મ સં ૧૬૨૫) ની " પુષ્ટિપ્રવાહમર્યાદા "ની ટીકામાં लौकिकेषु इदानीं प्रसिद्धेषु नरसिंहाख्यादिष्वपि એવો ઉલ્લેખ મળે છે. તે જોતાં શ્રી કલ્યાણરાયજીની પચીસ વર્ષની વયે આ ટીકા લખાઇ હોય તો સં. ૧૬૫૦ આસપાસ નરસિંહ મહેતા વૈષ્ણવોમાં ખ્યાતિમાં આવતા હતા, એમ કહી શકાય.

૬ સં ૧૭૦૦ થી ૧૭૨૫ સુધીનો હારમાળાની રચનાનો સમય આજે ગણી શકાય. હારમાળાની જૂનામાજૂની હાથપ્રત સં ૧૭૩૧ આસપાસની સ્વ. તનસુખરામ ત્રિપાઠીના સંગ્રહની છે, એમ કહી શકાય.

૭ સં ૧૭૦૦માં નરસિંહની કીર્તિ આખા ગુજરાતમાં અને ઉત્તર હિંદમાં પ્રસરેલી માલમ પડે છે. એજ અરસામાં માંડલિક સાથેનો પ્રસંગ માન્યતામાં આવેલો દેખાય છે.

૮. આખ્યાનનું સ્વરૂપ, ઢાળ, ઉલ્લેખો વગેરે પરથી નરસિંહની કૃતિઓ સં. ૧૬૦૦–૧૬૫૦ ના સમયની લાગે છે. એની કૃતિઓ પર સં ૧૫૦૦ ના સાહિત્યની છાયા નથી.

૯ વૃંદાવનનીય ભક્તિ જે સં. ૧૫૫૦ પછી પ્રગટ થઈ તેની અસર નરસિંહ પર સ્પષ્ટ જણાય છે.

આથી (ક) નરસિંહના કવનકાળની મર્યાદા સં. ૧૫૬૦–૬૫ પહેલાં અને સં ૧૬૩૫–૪૦ ની પછી ન હોઈ શકે.

(ખ) પરિણામે એનો જન્મ ૧૫૩૦થી વહેલો ને ૧૫૮૦થી મોડો ન હોઈ શકે.

આ પ્રમાણે શ્રી. મુનશીએ નરસિંહનો સમય પાછળ ખેંચવા માટેની પોતાની દલીલો રજૂ કરેલી છે. ૧

સ્વ. નરસિંહરાવભાઈ પણ સ્વ. આનંદશંકર ધ્રુવના મતને ટેકો આપનારું એવું કથન કરે છે કે, ચંદ્રાવલી, લલિતા, વિશાખા એ રાધાની સખીઓનો ઉલ્લેખ નરસિંહ મહેતાએ "સુરતસંગ્રામ"માં કરેલો છે આ સખીઓનાં નામ જયદેવરચિત "ગીતગોવિંદ"માં નથી મળતાં એટલે નરસિંહને તે "ઉજ્જ્વલનીલમણિ"માંથી મળેલાં હોય એમ માની શકાય. આ રીતે તેઓ પણ નરસિંહના સમયને

૧ "નરસૈંયો ભક્ત હરિનો" ઉપોદ્ઘાત પૃ ૮૧, ૮૨.

ાછ્ગ ઐંચનાના મતમાં મળતા થાય છે. વધુમાં તેઓ 'ગોવિંદ-
ાસના દકછાંના નકારાત્મક પુરાવાને પણ આગળ ધરે છે.

વળી તેમણે નરસિંહની પેઢીઓનું વંશવૃક્ષ તપાસીને પણ અ
ર વાતને પુષ્ટિ આપેલી છે. તે વંશવૃક્ષ નીચે પ્રમાણે છે.—




પર્વતપચીશીના કર્તા ત્રિકમદાસ કવિનો જન્મ સ. ૧૭૯૦માં માપવામા આવ્યો છે નરસિંહના કાકા પર્વતમહેતાના કુળમાં ...શમી પેઢીએ કવિ ત્રિકમદાસ થયેલા છે. ત્રિકમદાસનો જન્મ સં. ૧૭૯૦ નિશ્ચિત માનવામાં આવે અને દરેક પેઢીને ૩૦ વર્ષની ગણુ-ત્રીમાં આવે તો તે હિસાબે પર્વતનું જન્મ વર્ષ સં. ૧૪૯૦ આવે જે વંશવૃક્ષમાં બતાવેલા પર્વતના જન્મવર્ષ કરતાં ૫૭ વર્ષ આ બાજુ આવે છે. આ ગણુત્રી લક્ષમા લઈને આ વંશવૃક્ષમા નરસિંહ મહેતાનો જન્મ સંવત ૧૪૬૯ આપેલો છે તે પણ ખસેડવો જોઈયે, એમ સ્વ ...રસિહરાવભાઈની દલીલ છે. ૧ તે રીતે જોતાં નરસિંહનો જન્મ સવત ૧૫૨૬ની આસપાસ આવી શકે

* "નરસૈયો ભક્ત હરિનો" ઉપોદ્ઘાત પૃ ૬૯ ઉપર આ વંશાવળી ઉતારેલી છે પણ શ્રી મુનશી તેને સાચી માનતા નથી.

૧ વસનજી માધવજી ભાષણો પૃ ૪૬.

આ બધી દલીલો અવશ્ય વિચારપાત્ર છે અને નરસિંહનો રૂઢમાન્ય સમય પાછો ખેંચવો પડે એ સંભવિત છે. પણ કેટલો પાછળ ખેંચવો પડે તે ચોક્કસ કરવા હજી વધુ પુરાવાની અપેક્ષા રહે છે ખરી.

પણ શ્રી. મુનશીની દલીલોનો ઉત્તરપક્ષ કરતાં શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ "કવિચરિત" ભાગ ૧ નામાં પોતાનાં વિધાનો રજૂ કરેલાં છે. હાલની બીજી બાજુ જોવાં એ વિધાનો પણ અહીં ટૂંકમાં ઉતારવાં આવશ્યક છે.

નરસિંહનો રૂઢમાન્ય સમય (સં. ૧૪૭૦-૧૫૩૬) બરોબર હોઈ નરસિંહને સમયચ્યુત કરવાનાં પૂરતાં કારણો નથી એમ શ્રી શાસ્ત્રીનું માનવું છે. શ્રી. મુનશીની દલીલોનો તેમણે આપેલો રદિયો ટૂંક નીચે પ્રમાણે રજૂ કરી શકાય:—

૧. હસ્તલિખિત સાહિત્ય નરસિંહનું ઘણું જૂનું ન મળ્યું હો તોયે મળી આવતા ઇતર પુરાવાઓથી નરસિંહને આ બાજુ નહીં લાવવો પડે.

૨. નરસિંહની પેઠે ભાલણના જીવન કે કવનનો પ્રત્યક્ષ પરોક્ષ કોઈ ઉલ્લેખ નથી કે તે તેના સમયમાં થયો હોય. તેની કાદંબરીની સૌથી જૂની હાથપ્રત સં. ૧૬૭૨નીજ મળી છે. નરસિંહની કાવ્યપદ્ધતિનું ભાલણ અને જુનાગઢના શ્રીધર વગેરેએ અનુસરણ કર્યું છે. શ્રીધરનો સમય સં. ૧૫૬૫જ નક્કી છે, એટલે નરસિંહને તેની પછી મૂકવાનું કારણ નહિ રહે.

૩. "ગોવિંદદાસના કાવ્ય"ની કૃતિ બનાવટી હોવાનું ડૉ. આર. સી. મજમુદારે સિદ્ધ કર્યું છે, એટલે એ નકારાત્મક પુરાવો નિરર્થક છે.

૪. "હારમાળાનાં પદો" હારમાળામાં છે તે નરસિંહનાં હોવામાં શંકા નથી. એ ચાડી એની જ છે. એની અનેક વાગનાઓ સ્પષ્ટ છે, તેમ જ ગાણ પદોના નરસિંહકર્તૃત્વ માટે પ્રમાણ છે. નરસિંહ

મહેતાએ ચમત્કારો પોતાની વાણીમા આપ્યા છે, તે હારસમેમાં શા માટે ન આપે?

૫ સ ૧૭૦૦માં આખા હિદમા નરસિહની કીર્તિ વ્યાપક થઇ ગઈ હતી, એ જેમ સ્પષ્ટ છે, તેમ વિષ્ણુદાસને કારણે સં ૧૬૦૦મા તે સારાયે ગુજરાત અને કાઠિયાવાડમાં વ્યાપક થઈ ગયો હતો, જે એના મરણ પછી ૪૦–૫૦ વર્ષ માગી લેજ છે ×× સ. ૧૬૭૬ની હાથપ્રતમા હારમાળાનાં પરો'મા માંડલિકનો ઉલ્લેખ મળે છે

૬ આખ્યાનનું સ્વરૂપ, ઢાળ, ઉલ્લેખો પરથી નરસિહની કૃતિઓ ૧૬૦૦–૧૭૫૦ના સમયની માનવાનુ શ્રી મુનશીને યોગ્ય લાગ્યુ છે, પણ જેઓ નરસિહયુગીન સાહિત્યથી પૂર્ણ પરિચિત છે, તેઓને તો જરા જેટલી શંકા નથી કે આખ્યાનનુ સ્વરૂપ, ઢાળ નરસિંહના સમયના છે

૭ રાધાની સખીઓ અને ગોપીશ્વર મહાદેવ ખાતરજ નરસિંહને તેના સમયથી ચતરાવવો ન જોઇયે નરસિંહે રાધની દેશમાં પ્રસિદ્ધ સખીઓના નામ મૂકયાં છે વળી કેટલાક તદ્દન નવા નામ પણ મૂકયા છે

૮ નરસિંહ ઉપર નથી ચૈતન્યની અસર કે નથી વલ્લભાચાર્યની અસર એ પૂર્વનો ભક્તિમાર્ગ એણે લેયો છે શ્રી વિઠ્ઠલનાથની વધાઈના તેના ૫ માં ૨ જી અને ૪ થી કડી ચોકખી રીતે પાછળનો ઉમેરા છે તેને આગળ ધરીને સ્વ નરસિંહરાવે નરસિંહને ખસેડવાનો પ્રયત્ન કર્યો છે તે વ્યાજબી નહિ જણાય

૯ વંશવૃક્ષમાં એક પેઢી ૩૦ વર્ષની ગણી છે તેને બદલે માત્ર ૨૦ વર્ષની ગણતાજ ખાસા ૪૫ વર્ષનો ફેર પડી જાય તેમ છે ?

દલીલોની સામે સામી દલીલ હમેશા મળી આવે છે એટલે સત્યનુ અન્વેષણ તો તટસ્થ ભાવેજ થવુ જોઇએ નરસિંહનો વૃદ્ધમાન્ય

સમય કદાચને થોડો પાછો ખેંચવો પડે એ સંભવિત છે. કદાચ તે શ્રી મુનશી જે છેલ્લી મર્યાદા જણાવે છે તેટલો બધો આ બાજુ તરફ નહિ તો પણ સાઠેક વર્ષ જેટલો પાછો ખેંચવો પડે એમ લાગે છે.

શ્રી મુનશીની દલીલો વૃદ્ધમાન્ય સમયને હચમચાવી નાંખવાની પ્રબળ ધગશને વશવર્તી બનેલી જણાય છે. એથી ઉલટું શ્રી. શાસ્ત્રી જૂની માન્યતાની એક કાંકરી પણ ન ખરી શકે તેવી સંરક્ષણાત્મક વૃત્તિ ધરાવતા લાગે છે એટલે આપણે માટેનું સત્ય કદાચ એ બેની વચ્ચે હોય શકે.

આ ચર્ચા ઉપરથી નરસિંહનો સમય ચતરાવવા બદલ નીચેનાં કારણો પ્રથમદર્શનીય આગળ તરી આવે છે.

ભાલણ, શ્રીધર, અને નાકર જેવા કવિઓએ નરસિંહનો રજ-માત્ર ઉલ્લેખ કરેલો ન હોવાથી, સં. ૧૫૭૨માં હારપ્રસંગ થયાનો પુરાવો હારમાળાની એક હાથપ્રતમાં શ્રી. મુનશીને મલ્યો હોવાનું કહે છે તેથી, નરસિંહની 'ગોપીભાવ'ની ભક્તિ ભાલણયુગમાં પ્રચલિત ન હતી તેથી, નરસિંહ ઉપર સુરદાસની અસર જણાય છે તેથી અને બીજાં તેવાં જ કારણોથી નરસિંહનો સમય ચતરાવવાની જરૂર છે.

શ્રી. મુનશીએ નરસિંહના જન્મ સમયની સં. ૧૫૩૦ થી ૧૫૮૦ સુધીની મર્યાદા બાંધેલી છે. તે જોતાં તેનો જન્મ સં. ૧૫૩૫ની આસપાસ અને મરણ સંવત ૧૫૯૫ની આસપાસ માનવા હરકત જણાતી નથી. નરસિંહનું આયુષ્ય ૬૦ વર્ષનું માની તેના જીવન-સમયની અંદાજેલી આ સમયમર્યાદા કદાચ જુદાજુદા મતોને વધુ અનુકૂળ થઈ પડશે.

આ સમયમર્યાદા સાચી ઠરે તો ભાલણ નરસિંહનો પુરોગામી જણાય અને તેની અસર નરસિંહ ઉપર પડેલી છે, એમ કહી શકાય.

આ વિષયની વધુ ચર્ચા આ પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં વિસ્તારથી કરેલી હોઈ અત્રે આ કાયદો રજૂ કરીને જ અટકવું ઉચિત છે.

---

૧. શ્રી. શાસ્ત્રીની આ દલીલોના વિસ્તૃત આધાર માટે જુઓઃ કવિચરિત પૃ ૪૨–૪૮.

# શ્રી. જેઠાલાલ ત્રિવેદીની કૃતિઓ

## (૧) ટૂંકી વાર્તા

૧. કાચાં ફળ ( નવલિકાસંગ્રહ )
૨. નયનનાં નીર ( નવલિકાસંગ્રહ )

## ( ૨ ) નવલકથા.

૩. સમ્રાટ-વિક્રમ ( અવંતીપતિ )
૪. સુરેખા ( સામાજિક નવલકથા )
૫. રંભા ( „ )
૬. રાજરોષ ( ઐતિહાસિક નવલકથા )
૭. રાજ્યાભિષેક ( „ )
૮. સોલંકીનો સૂર્યાસ્ત ( „ )
૯. પાટણનો પુનરુદ્ધાર ( „ )
૧૦. રાજદંડ ( „ ) [ છપાય છે ]

## ( ૩ ) કાવ્ય.

૧૧. પાંખડી ( મુક્તકોનો સંગ્રહ )
૧૨. કમલદલ ( કાવ્યસંગ્રહ ) [ અપ્રગટ ]

## ( ૪ ) સંશોધન.

૧૩. ભાલણનાં પદ
૧૪. કાવ્યચિંતામણિ ( અપ્રગટ )

## (૫) અનુવાદ.

૧૫. અચલા ( બંગાળીનો અનુવાદ )
૧૬. નિરંજના ( „ )

# ગુર્જર ગ્રંથભવન

૧. ગુજરાતી ભાષાનો સર્વાંગી વિકાસ થાય તે માટે ઉપયોગી ગ્રંથો પ્રગટ કરવા સારૂં 'ગુર્જર ગ્રંથભવન' સ્થાપવામાં આવ્યુ છે સાહિત્ય, સંશોધન, કાવ્ય વગેરેના પુસ્તકો છપાવી ફેલાવવાનું ભવનનું મુખ્ય ધ્યેય છે. તો પણ ભિન્નભિન્ન રૂચિના વાચકોના સંતોષ માટે ક્વચિત ક્વચિત વાર્તા કે નવનકથા વગેરેના પુસ્તકો પણ થોડા પ્રમાણમાં આપવામાં આવશે.

૨. હાલ "ભાલણનાં પદ" નું પુસ્તક પ્રગટ થયુ છે હવે પછી ૧ કાવ્યચિંતામણી ૨ કમળદલ ૩ લોકગીત–સમીક્ષા ૪ સાહિત્ય–ધારા તથા બીજા કેટલાક પુસ્તકો આપવાની ધારણા છે

૩ ગુજરાતી ભાષા તથા સાહિત્યના પ્રેમીઓને નીચેની રીતે ભવનના ગ્રાહક અગર મુરબ્બી થઈ સહાયભૂત થવા વિનતી છે–

(૧) ભવનને એકી સાથે રૂા ૨૫) આપનાર ગૃહસ્થ ભવનના ગ્રાહક ગણાશે તેમને ભવન તરફથી પ્રગટ થનાર રૂા ૩૦) ની કિંમતનાં પુસ્તકો જેમ જેમ પ્રગટ થશે તેમ તેમ મોકલવામા આવશે

(૨) ભવનને એકી સાથે રૂા ૫૧) અગર વધુ રકમ આપનાર ગૃહસ્થ ભવનના કાયમી ગ્રાહક ગણાશે તેમને કલમ (૧) પ્રમાણે રૂા ૩૦)ના પુસ્તકો મળવા ઉપરાત ભવનનાં બીજા પ્રકાશનોની એકેક પ્રત અડધી કિંમતે મળશે

(૩) એકી સાથે રૂા ૫૦૧) પાચસો એક અગર તેથી વધુ રકમ આપનાર ગૃહસ્થ ભવનના મુરબ્બી લેખાશે તેમને ભવનનાં તમામ પ્રકાશનેની ત્રણ પ્રતો મફત મળશે, તેમજ ભવનનાં પુસ્તકોમાં આ મુરબ્બીઓના નામ યોગ્ય સ્થળે પ્રગટ કરવામા આવશે

સંચાલક, ગુર્જર ગ્રંથભવન પોસ્ટ: રાધેજા (ઉત્તર ગુજરાત)

ભવનના મુરબ્બી

૧ શ્રી મણિલાલ મોહનલાલ ત્રિવેદી
રાધેજાવાળા હાલ મુ ધોળકા

૨ શ્રી મણિલાલ મોતીરામ ત્રિવેદી
નળિયાવાળા મુ સુરત

૩ કાપડ અને રંગાટી કાપડ એસોસીયેશન
વડનગર